સ્વદેશપ્રેમી યુવાન



સ્વ. મનુભાઇ ચીમનલાલ મુનશા

અમદાવાદ

જન્મ. ૧-૧-૧૪ અવસાન. ૧૧-૧૧-૩૨

# ઉપોદ્‌ઘાત

જ્યાં જ્યાં મનુષ્ય ત્યાં ત્યાં મનુષ્ય જીવનમાંથી લઇને સાહિત્ય કૃતિઓમાં ગુંથી લીધેલ સર્વ રસનું અસ્તિત્વ હોય છેજ. માત્ર એ મનુષ્યજીવનને અવલોકનાર જે દષ્ટિથી એને અવલોકે છે તે દષ્ટિ ઉપર એ રસોમાંથી અમુકનું પ્રધાન સ્થાન અને બાકીનાનું ગૌણ સ્થાન નક્કી થાય છે. યુરોપની પ્રજાઓમાં ઈંગ્લીશ પ્રજાએ હાસ્યરસના સાહિત્યને સૌથી વધારે પોષ્યું છે-વિકસાવ્યું છે. આ વિશાળ ક્ષેત્રના એકેએક પ્રકારને જુદી જુદી રીતે પોતાની કૃતિઓમાં ઉતારી લઇને તેમને કલાની કોટિએ લઈ જવામાં ડીકન્સથી માંડીને જેકબ, જેરોમ, બારી પેઈન, જેમ્સ, બારી વગેરે અનેક હાસ્યરસ નિષ્ણાતોએ પોતાના નામ અમર કરી દીધાં છે. પરંતુ ઈંગ્લીશ બોલતી પ્રજા સીવાય માત્ર ફ્રેંચ સાહિત્યમાં આ રસને સારૂં સ્થાન છે. રશિયન, ઈટાલિયન અને જરમન સાહિત્યમાં આ પ્રકારના રસ સાહિત્યનું પ્રમાણ બહુ મોટું જોવામાં આવતું નથી.

હિંદુસ્થાનમાં બંગાળી, મરાઠી તેમજ હિંદીમાં પણ હાસ્યરસનું સાહિત્ય મોટા પ્રમાણમાં હોય તેમ જણાતું નથી. જેટલું છે તેટલું કટાક્ષ અને રૂપકના પ્રકારમાં છે એમ લાગે છે. જો આ અનુમાન સત્ય હોય તો ગુજરાતી સાહિત્યમાં જે હાસ્યરસ હાલ છે તેને માટે આપણે પ્રાંતિક અભિમાન જરૂર લઇ શકીએ.

આપણે ત્યાં આરંભમાં હાસ્યરસ લોકપ્રિય ન્હોતો. પારસી લેખકો આ રસને એમના જીવનની અનેક વિશિષ્ટતાઓથી ઓપી ઘણાં વર્ષો થયાં સાહિત્યમાં સતત વહેવડાવ્યા કરતા હતા એ વાત ખરી પણ એનાથી હિંદુ ગુજરાતી જનતાનો મોટો ભાગ અસ્પૃશ્યજ રહ્યો હતો. આપણા અર્વાચીન હાસ્યરસના પિતા સ્વ૦ સર રમણભાઈએ આ ક્ષેત્રમાંનું પોતાનું કાર્ય ૧૯૦૮-૧૦ ના અરસામાં લગભગ સમેટી લીધું હતું, ત્યારથી તે સ્વ. કાઝમહમદે 'વીસમી સદી' પ્રસિદ્ધ કરવા માંડયું તે ગાળામાં આ લેખના લેખકે પોતાની દીન સેવાથી હાસ્યરસનો ઝંડો ઉંચો રાખવા યત્ન કરેલો, પણ હાસ્યરસને લોકભોગ્ય

છે પણ આ ત્રિપુટીએ હાસ્યરસના જે અંગને પોતાનું કરી લીધું છે, તે અંગની દિશામાં બીજા કોઈ લેખક આ ત્રિપુટી જેટલું કાર્ય કરી શકયા નથી એમ લાગ્યા વિના રહેતું નથી. આમાંથી સ્વ. જાગીરદારનું અકાળ અવસાન થયું છે અને ઓલિયા જોશીની કલમ બહુ અનિયમિત ચાલે છે એટલે શ્રી. મસ્તફકીરે પોતાનાં કરી લીધેલા ક્ષેત્રમાં આજે એ એકલાજ ઉભા છે.

આ સ્થળે, વિષયાંતર કરવાની બ્હીકે પણ એક બાબત કહેવી જોઈએ. આપણે ત્યાં વિવેચનના ક્ષેત્રમાં કેવળ અરાજકતા ચાલી રહી છે અને એને પરિણામે સાહિત્યકારોના સ્થાન નક્કી કરવાના ઉદ્દેશથી અનેક વિવેચકો અનેક ઉદ્દગારો કાઢે છે. ' ભદ્રંભદ્ર ' જેવું પુસ્તક ગુજરાતીમાં બીજું લખાયુંજ નથી અટલે રમણભાઇથી બીજા બધા હાસ્યરસકારો નીચા એવાં વાકયો વિવેચકો ઉચ્ચારે છે ત્યારે આપણા આશ્ચર્યનો પાર રહેતો નથી. શું ' પીકવીક પેપર્સ ' જેવું બીજું પુસ્તક અંગ્રેજી ભાષામાં લખાયું નથી એનો અર્થ એ કે ડીકન્સના કરતાં ત્યાંના બીજા બધા હાસ્યરસકારો નીચા ? જ્યાં લેખકોની શૈલિ જુદી, કળાવિધાન જુદાં, વસ્તુના આલેખનની પદ્ધતિ જુદી ત્યાં એ બધી કૃતિઓને ઉપરછલ્લી જોઇને એમના લેખકોને માર્ક આપીને એમને નંબર આપવાની યોજના હાસ્યાસ્પદજ ઠરેને ? ડીકન્સ, જેકબ્ઝ, માર્કટ્વેન, સ્ટીવન લીકોક, બારી પેઇન, સર જેમ્સ બારી, જેરોમ, પેટ રીજ વગેરે સમર્થ લેખકો પોતપોતાના કલાવિધાનમાં નિષ્ણાત ગણાઇ ચુકયા છે પણ એમાંથી અમુક લેખક પહેલો અને અમુક લેખક બીજો એવાં વર્ગીકરણ પાડવાનો યત્ન ત્યાંના કોઇ વિવેચકે કર્યો હોય એવું જાણ્યામાં નથી !

આ પ્રમાણે મસ્તફકીરને હું જ્યારે એમના પોતાના ક્ષેત્રમાં નિષ્ણાત ગણું છું ત્યારે અન્ય હાસ્યરસકારોને ઉતારી પાડતો નથી. આપણે ત્યાંના ગણ્યાંગાંઠ્યા હાસ્યરસકારો એક એકથી નિરાળી દિશામાં કાર્ય કરે છે એટલે એમની એક સાથે તુલના કરવી એ અશક્ય

એવું સુચન સ્વ. હાજી મહમદે અમારી આગળ અનેક વેળા કરેલું એવું સ્મરણમાં છે પણ એ સુચનનું પાલન કરવાનું કાર્ય તો માત્ર મસ્તફકીરેજ કર્યું છે એમ કહેવું પડે છે. 'કેળાં વાળી' 'વાઘરણ વીરી' 'પાનવાળા' 'રસોઈયા' 'હેરકટીંગ સલુન' વગેરે રેખાચિત્રો આ પ્રકારનાં છે. તે ઉપરાંત જુદા જુદા સ્વભાવ અને પ્રકૃતિના માનવીઓના ટુંકાં ચિત્રો પણ એમણે ઘણાં આલેખ્યાં છે. શ્રી. જ્યોતીન્દ્ર દવે અને શ્રી રામનારાયણ પાઠકની નિબંધીકાઓથી નિરાળા પ્રકારની નિબંધીકાઓ પણ એમણે એમની વિશીષ્ટ શૈલિથી લખેલી છે અને આ સંગ્રહમાં આવેલ 'દાદાગીરી શીખવા માંડો' 'રડવા કુટવા વીષે,' 'પ્રમુખ,' વગેરે કૃતિઓ એ પ્રકારની કૃતિઓ ગણાવી શકાય.

આ ઉપરાંત પરભાષાના સાહિત્યમાંથી સરસ કૃતિઓ લઇ, ગુજરાતીમાં તેમના સફલ સંયોજનો પણ મસ્તફકીરે કર્યાં છે. ફોગટચંદ ફડફડીયાનું પાત્ર એમણે પી. જી. વોડહાઉસના એક પાત્ર ઉપરથી ઉપજાવેલુ છે પણ એમાં પણ એમણે મસ્તફકીરની મસ્તી કેવી સફલતાથી ઉતારી છે તે તેના બેએક ટુંકા ઉતારાથી તરત સમજી શકાશે.

> "સ્ત્રીઓએ ફોગટચંદને પકડી લીધો અને જેમ પુરીના લોટને ગુંદે છે તેમ બન્ને હાથથી બૈરાંઓએ ભેગાં થઇને ફોગટચંદને ધબેડી નાખ્યો...ઉપરો બનાવ બન્યો તેને બીજેજ દિવસે ફોગટચંદને નિશાળમાંથી રૂખસદે પાનદાન મળી ગયું."

> "ગરમી અને બફારો સખત હતા છતાં ભાઇ ફોગટચંદ ઓવરકોટ પહેરીને સ્ટેશન પર લટાર મારી રહ્યા હતા. તે દેખાવમાં જાણે અથાણાની બરણીને કાળુ લુગડું બાંધ્યુ હોય તેવા દેખાતા હતા."

એમની ઉપમાઓ પણ એમના હાસ્યરસની સ્વચ્છંદતા અને બેપરવાઇ સાફ બનાવી આપે છે. માત્ર એક દ્રષ્ટાંતથી બસ થશેઃ

# અનુક્રમણિકા

ધારિલું હતું. માથનિા અંબોડો ભરાવદાર હતો, અને તેમાંયે જ્યારે કોઇ કોઈ વખત તેની પાસે નાણાંની જોગવાઈ હોય તે વખતે મોગરા કે ગુલાબની વેણી બાંધતી ત્યારે રાજા રવિવર્માનું જાણે કોઈ ચિત્ર જીવતું થઈ આ અવનિ વિષે વિચરવા લાગ્યું હોય એવો ભાસ જોનારને થતો.

મેં તેનું નામ રસ્તાની રાણી પાડયું હતું. કારણ કે રાજમહેલમાં કોઇ ખુબસુરત રાણીની તહેનાતમાં જેટલાં માનવરૂપી પતંગિઆં મરી ફીટે તેજ પ્રમાણે રસ્તામાં ભટકતાં અને વિચરતાં માનવ પરીન્દાંએ કેળાંવાળી રૂપી પ્રકાશ આગળ પહોંચી જતાં, તેની ખુબસુરતી ઉપરાંત તેની હાજરજવાબી અને તેની મોટી અને કાળી કાળી આંખોના અણીઆળાં જોનારાને ધાયલ કરે તેવાં હતાં. તેનું જોબન તેના અંગો-માંથી ફાટફાટ થતું હતું.

લાંચિયા સિપાઇઓ બીજા મુફલિસ ફેરીયાઓને ધોલ મારી પોલીસ ચાવડીપર ઘસડી જતાં, પણ એ પોલીસદાદાઓ આ લક્ષ્મી નામધારી કેળાંવાળી આગળ આવતાં પેલી હસીને " મી તુમચી સંગની યેઉ કા ?" એમ મીઠા અવાજે બોલતાં સિપાઈદાદા પાણી પાણી થઈ જતા, અને તેને ચાવડીપર લઈ જવાને બદલે તેની ટોપલીમાંથી એકાદ કેળું કે તરબુચની ચીર ઉપાડી તેટલાંથીજ સંતોષ માની ચાલતી પકડતા.

કામ ન હોય ત્યારે પોતાની હેલ લઇ જવાની પાટી ઓશીકે મુકી ફુટપાથપર નીરાંતે ઘોરનાર હેલકરી સ્હવારમાં એ રસ્તા પર પહેલવહેલાં આવતાં કેળાંવાળીની ખબરઅંતર પુછી જતો અને પેલી આગ્રહ કરે તો બાજુની હિન્દુ હોટલમાંથી પોતાની જોગવાઇ પ્રમાણે એકાદ સિંગલ ચાહ કે બે પૈસાનાં ભજ્યનિો નાસ્તો કેળાંવાળીને આપી જતો. રસ્તામાં ઝાડુ કાઢનાર ટેડો હંમેશ કેળાંવાળીની ખબર-અંતર પુછી જતો, અને પોતા તરફથી એ રૂપની રાણીની સેવામાં ફુલ તરીકે જે જગાએ તે બેસતી તે જગા અને તેની આજુબાજુની જગા ધસીધસીને વાળી નાંખતો.

હાથમાં પકડાવી દેતી. કોઈ અદ્રશ્ય અને ચ્હેરાપરથી ભણેલો અને શિષ્ટ દેખાતો પુરૂષ તેની પાસે કદળીફળ લેવા જાય ત્યારે લક્ષ્મી જરા સરખી પણ આછકલાઈ બતાવ્યા વગર જરા સાડીની કોર માથાપર સમી કરી એવાં ઘરાકને માનથી કેળું આપતી. કોઈ મીયાંભાઈ કે કોઇ રસિક શીખ કે પારસી મોટરસોફર લક્ષ્મી પાસે કેળાં ખરીદવા આવે ત્યારે લક્ષ્મી મીઠ્ઠું હસી, પોતાની કાતિલ નજરથી ઘરાકને ઘાયલ કરી પોતાની કોમળ આંગળીઓનો તેને સ્પર્શ કરાવી, પેલાને બદનમાં ઝણઝણાટીની અસર થાય કે તુરતજ તુચ્છકારથી તેણે આપેલાં કેળાંની કિંમત ફગાવી દઈ તેની પાસેથી આઠઆના કે રૂપિઓ પડાવતી. ટૂંકમાં મેં તેને જે રસ્તાની રાણીનું નામ આપ્યું હતું તેને યથાર્થ કરતી.

[૨]

લક્ષ્મી જેવી ખુબસુરત અબળા કેળાં વેચનારી કેમ બની? તે પુરૂષ વર્ગ જોડે અને તેમાં પણખાસ કરીને મુંબઈ શહેર જેવા નગરના પશુ જેવા પુરૂષ જોડે નખરાં અને લાડ કરે છે તો તેની શું દશા થાશે? તે ફસાઈ તો નહીં જાય? તેનું ગૃહજીવન કેવું હશે? તે વિધવા હશે કે પરણેલી હશે? એવા એવા વિચારો મને આવતા, હું કોઇ કોઇ વખત એની પાસેથી ફળો લેતો, પણ એ હમેશાં માનવૃત્તિ દાખવી મને અને મારી ઑફિસના સાથીઓને કેળાં આપતી હોવાથી તેના દિલની વાત અમારાથી જાણી શકાતી નહોતી. તેમ તેનાં ગૃહજીવન વિષે તેને મ્હોડે મ્હોડે પૂછવાની મારી હિંમત ચાલતી નહીં. પણ તેનાં વ્યક્તિત્વે મારી કુતૂહલવૃત્તિ જે જરા ટીખળી તો છે તે ઉશ્કેરી મૂકી હતી. અને ઑફિસમાં આવતાં કે ઑફિસમાંથી જતાં લક્ષ્મી પાસે કેટલા બિસ્રુઓ ઉભા છે? આજે એ કોની સાથે ઘેર જાય છે? આજે કઈ ઑફિસવાળાએ તેને ઉપર બોલાવી? એ વાતો મને જાણવાની ઈંતેજારી થતી.

એક રાતે લેમીંગ્ટનરોડ આગળ આવેલા એક સિનેમા આગળ હું ફરતો હતો, ત્યાં થિએટરના દરવાજા આગળ એક મોટર આવીને

પર ઉભા થઇ જમણી, ડાબી અને પાછળ ફરી સિફતથી દિલદાર બીરાજેલી સૌન્દર્ય મૂર્તિનાં દર્શન કરી લે છે.

પણ કોઈની બ્હેન, પત્ની કે માતાનું સૌન્દર્ય એવાં જાહેર સ્થ... ટીકી ટીકીને નિહાળનાર વ્યક્તિની પોતાની મા, બ્હેન કે વહુ સુંદ... કોઈ જુએ છે ત્યારે તેની આંખો ગુસ્સાથી અને અદેખાઇથી ચારદ... છે, અને ત્યારે પહેલીજ વખતે તેને સમજાય છે કે કોઇ સ્ત્રી તર... ટીકી ટીકીને જોવું એ અવિનય છે, એ એક જાતનો દૃષ્ટિવ્યભિચાર છે, અને એ ટેવમાં રચ્યાપચ્યા રહેનાર માણસની મનોવૃત્તિ કાળે કરીને મલિન બની જાય છે. પોતાની સ્ત્રી જાતિને પડદામાં, ઓઝલમાં ... રાણીવાસમાં ગોંધી રાખનાર જાતેજ પારકાની વહુ બેટીઓનાં રૂ... ભુખ્યા બિલાડાઓની માફક નિહાળ્યા કરે છે. સુધારા અને સભ્યતાનો દાવો કરનારી ગોરી પ્રજાઓ જેટલા આ વિષયમાં આપણે હીંદીઓ... નીચે ઉતર્યા નથી, મિસ મેયોના દેશ અમેરિકામાં અને પારીસ અ... ઇગ્લાંડનાં થિએટરોમાં પુરૂષ અને સ્ત્રીજાતિ સ્ટેજ પર પ્રવેશ ન ભજવાતો હોય ત્યારે બાઈ નોકયુલરથી એક બીજાની સામે પેટ ભરીને જો... કરે છે.

અવિકારી દૃષ્ટિથી માનવ કુળનાં સૌન્દર્યનું પાન કરનારી વ્યક્તિઓ પણ આવે છે. કવિઓ, શિલ્પિઓ અને ચિત્રકારો આવી સ્વ... નજરથી કોઇ સ્ત્રીનું રૂપ જોવા લલચાય છે, પણ તે તો માત્ર સૌન્દર્ય રેખાઓ જ નીરખી ખુદાની કુદરત પર આફ્રિન પોકારે છે અને મુખમાં... ઉદ્ગાર કહાડે છે કે:

"ક્યા અદા પાંઉ સે, શીર તક છાઇ રહી;
ઉફ! તેરી કાતિલ જવાની, જોશમેં આતી રહી."

બેચાર વખત સિફતથી મેં લક્ષ્મી તરફ જોયું. મારી આં... તેની આંખો એક વખત અચાનક મળી. તે જાણે મને બીલકુલ પિછા... નતી ન હોય અને તેની સામે જોવાની મારી ધૃષ્ટતાથી ગીહાઈ હો...

હશે એ વિચાર હું કરતો હતો, અને ઉપર શું બ્હાનું કાઢી જવું તેનો વિચાર કરતો હતો ત્યાં મુંબઇના એક શ્રીમંતના પુત્ર જે.. બાપની ત્રણ લાખની મિલ્કત માત્ર દોઢ વરસની ટૂંક મુદતમાં નાટક કંપની અને નાયકાઓ પાછળ ઉડાવી દેવાનો રેકર્ડ કર્યો હતો, તે મોટર પર માંગનારાઓની ટાંચ લાગેલી હોવાથી ભાડુતી વિકટોરીયામાં જ એ સ્થળે આવી પહોંચ્યા. એમની બાકી વધેલી દોઢ બે લાખની દોલત એમનાં દૂરઅંદેશ પત્નીશ્રીએ હાઇકોર્ટની મદદ લઈ પોતાના હાથમાં લેવાથી એ શેઠ તદ્દન ભીખારી થતા બચી ગયા હતા. શ્રી પત્નીએ ધીમે ધીમે શેઠની બીજી કુટેવો છોડાવી દીધી હતી પણ હજી એમનો ગાનારીઓના ઉંબરા ભાંગવાનો શોખ સદંતર નિર્મૂળ નહોતો થયો એટલે એ ભાઈ મિસિસે એમને આપેલી હાથ ખરચીનો સદુપયોગ કરવાને એ સ્થળે મારતી ગાડીએ આવી પહોંચ્યા હતા.

મને જોઈ એમણે બુમ મારી કે "ઓ હો ! ફકીર તમે અંહીંઆ!"

"ઉપરથી સંગીતની રમઝટના સૂર કાનને અથડાયા એટલે હું અહીં થંભી ગયો. બાજુમાં એક સ્નેહીને મળવા આવ્યો હતો." મેં કહ્યું.

"ત્યારે મારી સાથે ઉપર ચાલો. એક બહુ સરસ ગાનારી દિલ્હીથી આવી છે." શેઠના સુપુત્ર બોલ્યા.

"એટલામાં દિલ્હીની પેલી દોલતજાન તો હતી." મેં કહ્યું.

"હા ઉપલું દીવાનખાનું એજ દોલતજાનનું. પણ તેને ત્યાં દિલ્હીથી બીજી એક દક્ષિણી ગાનારી આવી છે તે અજબ રૂપાળી છે, અને કંઠ પણ ઘણોજ મધુર છે. વળી તેણે દિલ્હીના પ્રખ્યાત ઉસ્તાદ તાન-તોલખાં પાસેથી સંગીતની તાલીમ લીધી છે, એટલે હમણાં તો દોલતજાન-ને ત્યાં મુંબઈના મોટા મોટા અને જાગીતા આસામીઓનો ડાયરો જામે છે."

"ઠીક ત્યારે ચાલો હું પણ ઉપર આવું છું."

એ નવી ગાનારી દીવાનખાનામાં આવી ત્યારથી એકીટશે તેની સામે હું જોઈ રહ્યો હતો. આ લક્ષ્મી કે કાંતા ? મને કંઈ સમજ પડી નહીં. તે લક્ષ્મી જેવીજ લાગતી હતી, મારી તો ખાત્રી હતી કે તે તો પેલી કેળાંવાળી જ હતી, ત્યારે દર રાતે આવી રીતે જેના ચરણમાં રૂપિયાનો ઢગલો થાય એ બપોરે કેળાં વેચવા કેમ નીકળતી હશે ? આ કદાચ કોઈ બીજી તો નહીં જ હોય !

પેલા સિનેમા થિએટરના અને ગોવાલિયા તળાવ આગળનાં મકાન પરના જલસાના અનુભવ પછી કોટમાં મારી ઑફિસની ગલીને નાકે હંમેશ બપોરે આવતી લક્ષ્મી કેળાંવાળી તરફ હું જુદીજ દ્રષ્ટિથી જોવા લાગ્યો હતો. મને ઘણી વખત એમ થતું હતું કે પેલી કેટલીક બેઠી છૂપી પોલીસની વાર્તા કે ફિલ્મની વાર્તાઓમાં આવે છે તેમ લક્ષ્મીનાં શું બે સ્વરૂપ હશે ? દિવસે નિર્દોષ ફળ વેચનારી ગરીબ બાઇ અને રાતે ભલભલા શ્રીમંત પુત્રોના મસ્તક પોતાનાં ચરણમાં નમાવનાર મનોહર નર્તકી અને ગાયીકા ? બેત્રણ વખત તેની પાસેથી કેળાં લેતી વખતે મેં તેની સામે તાકીને જોયું. અર્થસૂચક નજરે તેની સામે ઘણીએવાર મેં ટીકી ટીકીને જોયું, પણ મારી ધારણા ખોટી ઠરી, મેં ધાર્યું હતું કે પેલી રાતના જલસા પછી જ્યારે બપોરે લક્ષ્મી અને મારી આંખ એક થશે ત્યારે તે મને જોઈ ઝંખવાણી પડી જશે, મારી અને તેની નજર મળતા એ લેવાઈ જશે, તેનું મ્હે સિવાઈ જશે, તેના ગોરા ગાલપર શરમના શેરડા પડશે, અને શરમીંદગીથી તે માથું નીચું નમાવી પગના અંગુઠાથી ભોંય ખોતરવા માંડશે પણ બેચાર દિવસ સુધી તેની સામે જોવા છતાં તેની હંમેશ-ગીનભાનમાં કંઇ પણ ફેરફાર થતો મેં ન જોયો ત્યારે હું ઘણું અકળાયો.

એક દિવસે લક્ષ્મીએજ સ્હીસાફીને મને પૂછ્યું કે "શેઠ ! બેચાર દિવસથી મારી સામે બેઠી નજરથી કેમ જુઓ છો ?"

તેના ઓચિંતા આ પ્રશ્નથી હું ચમકયો અને જરાવાર તેની મે જોઈ રહી બોલ્યો કે "એ રાતે પેલા જલસામાં તારી વાગેશ્વ-ની ચીજ મને ઘણી પસંદ પડી હતી,"

જલસા અને વાગેશ્વરીની વાત સાંભળી લક્ષ્મી ગુંચવાઈ. ની સમશેર જેવી બે વાંકડી ભમરો કપાળની નીચે અને નાકના પરના ભાગમાં એકત્ર થઈ, તેનો ભ્રકૂટીભંગ કોઇ ચિત્રકાર કે કવિની લ્પનાશકિતને ઉત્તેજીત કરે તેવો હતો તે ચ્હીડાઈ હતી પણ ગુસ્સા અને રોષમાં તેનું સૌન્દર્ય ઓર ખીલતું હોવાથી મને થયું કે ભલે એ ચ્હીડાઈ.

થોડી વખત એ રીતે ભવાં ચડાવી એ મારી સામે જોઈ રહી. પછી કંઇક સમજ પડવાથી તેની કપાળ અને ભ્રમર પરનાં ગુસ્સાનાં વાદળાં વિખેરાઈ તેના આખા મુખડા પર હાસ્યની વાદળીઓ છવાઈ રહી, રૂપાંની ઘંટડી જેવું મીઠું હસી એ બોલી કે "શેઠ તમારી ભૂલ થાય છે, જેને તમે ગાતાં સાંભળી હશે તેનું નામ કાંતાબાઈ હતું ને?" મેં કહ્યું "હા, એજ નામ હતું."

"ત્યારે તે હું નહીં પણ મારી બ્હેન."

"તારી બ્હેન? લક્ષ્મી! અને તે પણ એવે સ્થળે?"

"હા મારી માનીજણી સગી બ્હેન અને તે પણ જોડ બ્હેન, તમે ભૂલ ખાવ એમાં નવાઇ જેવું કશું નથી. પણ હવે તેનું નામ કદી મારી આગળ લેતા નહિ. મારે મનથી એ મરીજ ગઈ છે."

"તમારા જેવી સુંદર અને ગરીબ સ્ત્રીઓ માટે જાહેર રસ્તો એ સલામતી ભર્યું સ્થળ નથી એમ તને નથી લાગતું લક્ષ્મી?"

"જેનું મન મજબુત હોય તેવી બાઇને કયાંય પણ બ્હીવા જેવું નથી."

લક્ષ્મીએ જવાબ આપ્યો. અને થોડી વાર વિચાર કરી કહ્યું કે "અમારો બંનેનો ઇતિહાસ હું તમને ટૂંકમાં કહું, અમે બંને મોટી થતાં મુંબઈ આવી પરણી, મારાં સારાં નસીબે મને એક અમારી જાતનો મર્દ ભરથાર મળ્યો, એ મોટર ડ્રાઈવર હતો, અને તેના કડક સ્વભાવને લીધે અમે જ્યાં રહેતાં ત્યાં એનો પ્રભાવ પડતો, મારા ધણીની ધાકને લીધે મારૂં કોઇ નામ નહોતું લઈ શકતું. અને આજ પણ મારા ખાવિંદ પોઇબાવડીવાળા રામચંદ્ર અખાડાબાજનું નામ સાંભળી મુંબઇનો ગમે તેવો મવાલી ધ્રુજે છે. કાંતાને કમનસીબે મુફલીસ પતિ અને હરામખોર સાસુ મળી. તેના ધણીની સાથે એ મિલમાં કામ કરવા જતી, ત્યાં તેના ખાતાના માસ્તરથી માંડી તે મેનેજર અને મિલપર ચોકી કરનાર ચોકીવાન સઘળા એક સાથે તેના પર આશક પડી ગયા. તેની બદમાસ સાસુએ પૈસાની લાલચે કાંતાને અવળે રસ્તે જાણી જોઇને ઉતરવા દીધી અને આખરે પરિણામ એ આવ્યું કે એ મિલના શેઠનો મુસ્લીમ મોટર ડ્રાઇવર તેને લખનૌ ઉઠાવી ગયો; અને બેચાર મહિના પોતાને ત્યાં રાખી પછી બિચારીને કહાડી મૂકી. મુસલમાનો જોડે નાસી જનાર નબળા મનની ઓરતોની હંમેશાં એજ દશા થાય છે. આખરે બીજો કંઇ ઉપાય ન રહ્યો ત્યારે એ લખનૌની એક ગાનારીના શરણે ગઈ અને સંગીતવિદ્યામાં પાવરધી બની. આજે સમસ્ત પુરૂષ જાતને પાયમાલ કરવાની ભિષ્મપ્રતિજ્ઞા તેણે લીધી છે. મુંબઇ આવ્યા પછી બેચાર શ્રીમંત ગૃહસ્થોને તેણે ખરાબીના ખાડામાં ઉતારી પાયમાલ કર્યા છે. તમે સિનેમામાં તેની સાથે જે શેઠ જોયા એ તેની આગલી મિલના માલેક. કાંતાના ફંદામાં ફસાઈ એ મિલ વેચવા નીકળ્યા છે અને તમે પોતેજ જોઈ શકશો કે થોડા વખતમાં એ ભૂખ ભેગા થઈ જશે."

"તું પણ કાંતા જેવીજ મનોહર છે, છતાં કેમ બચી?'

"શેઠ વાત એમ છે" લક્ષ્મીએ હસીને કહ્યું "કે પહેલું પગ થીયું હપર એ એકદમ નીચે ગબડવા માંડે છે. આમને બધે મેં કે

ત્યા હશે તે ધણી સારો મળ્યો. તે મારા દરેક કોડ પુરા કરતો. સાસુ સસરો પણ સારાં મળ્યાં, એટલે જુવાનીની શરૂઆતના જોખમ ભરેલા દિવસો વખતે હું મારૂં ઘર સાચવીને બેસી રહેતી, અને મુંબઈ શહેરની લાલચોથી બચી ગઈ."

"ત્યારે હાલ આ કેળાં વેચવા કેમ બહાર ફરે છે?" મેં પુછ્યું.

"કારણ એટલું જ કે મારો ધણી પક્ષાઘાતના રોગથી પીડાઇ આજ ચાર વરસથી બિછાને છે, અને તેથી ઘરખર્ચ મારે પેદા કરવો પડે છે, અને તેથી કોઈ કારખાનામાં મિલમાં જવાને બદલે આ સ્વતંત્ર ધંધો મેં પસંદ કર્યો છે."

"તને હાલ પ્રલોભનો નથી મળતાં?"

"મળે છે પણ તેને હું પહોંચી વળું છું. વળી તમે મને દર સાંજે મોટરમાં જતી જોતા હશો. એ શોફરો મારા દિયેરો છે. મારા ધણીનું કુટુંબ બહોળું છે, અને તેના ઘણાખરા પિત્રાઇઓ મોટર લાઇનમાં છે. મને અહીં નિશ્ચિંત રાખે છે. બાકી હું આજ ૭ છોકરાંની મા છું. મારી ઉમર ત્રીશ વરસની છે. દુનીઆ મેં જોઇ લીધી છે, મને કોઈ ફસાવી શકે તેમ નથી. મારી બ્હેનની હાલત જોઈ પગ અને ડાચાં ઉપરથી હું માણસને પીછાની લઉં છું, અને કોઇ મર્યાદાની હદ જરા સરખી ઓળંગનાં મારા હાથનો તમાચો પણ ખાય છે અને મારામારી વધી પડે તો આ ગલીમાં જેટલી મોટરો ઉભી છે તેના શોફરો મારી વ્હાર કરવા તૈયાર છે. કારણ એ સઘળા મારા ખાવિંદને જાણે છે. જેને બળ ભાયડાનો ઓથ હોય તે બાઈનું કોઇ નામ ન લઇ શકે."

કેળાંવાળીએ આ રીતે ટૂંકમાં તેના જીવનની રૂપરેખા મને કહી અને તેની વાતનો વિચાર કરતો હું ઑફિસમાં ગયો.

# વાઘરણ વીરી.

[ ૧ ]



તેનું નામ વીરી. હતી તો જાતે વાઘરણ પણ દાતણ વેચવામાં એક્કો હતી. જે પરામાં હું રહેતો તેજ પરામાં એ રહેતી. બપોરે એક બે વાગ્યાની ગાડીમાં એ મુંબઈ દાતણ વેચવા આવતી અને સાત આઠ વાગે પાછી ઘેર આવતી. તેનું કુટુંબ મ્હોટું હતું, એક આંધળો દાદો હતો જે ઘેરજ પડી રહેતો. એક ચીંથરેહાલ મા હતી, જે નજીકનાં પરાંઓમાં સ્હવાર સાંજ જઈ દાતણ વેચી આવતી. વીરીનો બાપ ભારે નટખટ હતો. તેને કેટલાંક ભજનો મ્હોડે હતાં. થોડા કાઠિયાવાડી દુહા પણ એ લલકારી જાણતો. પોતાની એ કળાનો સદુપયોગ કરી એ લોકલ ટ્રેનોમાં ભીખ માગતો અને રાત પડતા સુધીમાં આઠ બાર આનાની કમાઈ કરતો. તેનાં સૌથી ન્હાનાં છોકરાં ૭ વર્ષનો છોકરો અને આઠ વર્ષની એક છોકરી એ બાપવાળી ટ્રેનમાં ભીખ માગતાં ફરતાં. બુઢ્ઢો અને છોકરાં જુદાંજ ભટકતાં જેથી કોઈને વ્હેમ ન પડે. બુઢ્ઢો ઉતારૂઓને સલામ કરતો તેની આગળ ભજનો ગાતો અને કવચિત કોઈ તેને બીડી આપે તો અલકમલકની વાતો કરતો. છોકરાં બાપે શીખવ્યા પ્રમાણે નાકમાંથી કૃત્રીમ રોવાનો અવાજ કાઢી ટ્રેનના ડબ્બાઓમાં ભટકયા કરતાં.

છોકરી બીખ માંગવામાં પાવરધી થઈ ગઈ હતી. ચાલુ કરૂણભાવ ઉત્પન્ન કરે એવો ગૂંગણાતો અવાજ કાઢતી હતી. અને ડબ્બામાંના ઉતારૂઓ હડધૂત કરી આગળ જવાનો હુકમ ન કરે ત્યાંસુધી માખીની માફક તેમના આગળ ગણગણ્યા કરતી. છોકરો કોઇ વખત પોતાની બીખ માંગવાની ફરજ ભૂલી ડબ્બામાં રમવા મંડી જતો અને છોકરી પેલા બુઢ્ઢા આગળ ચાડી ખાય તો તેના હાથનો મેથીપાક ખાતો. વીરીનાં મોટા ભાંડૂઓમાં એક ઉંટ જેવો શામળો કરીને વાધરી હતો. એ પરણેલો પણ હતો. અને કુટુંબનાં અડધો ડઝન જેટલાં માનવીઓ માટે રોટલા ટીપવાનું કામ તેની વહુ કંકુડી કરતી હતી. આજુબાજુના પ્રદેશમાં બાવળનાં ઝાડો ઈજારે રાખી મળસકામાં વહેલો ઉઠી દાતણ કાપી લાવવાનું કામ તે કરતો. કંકુડી જોડે તેનાં લગ્ન થયા પછી તેના સસરાએ આખું મુલુંદ ગામ તેને આપી દીધું હતું એટલે તેને એ ગામનો રાજા બનાવ્યો હતો એમ નહીં સમજવાનું, પણ મુલુંદની આજુબાજુનાં જંગલોમાંથી દાતણ કાપવાનો ઈજારો જે પહેલાં કંકુડીના બાપ પાસે હતો તે કંકુડીના શામળા જોડે લગ્ન થયા પછી શામળાને મળ્યો હતો. શામળાના સસરાને કુટુંબકબીલા અને ફરજંદમાં એ કંકુડી એ એકની એક દીકરી હતી. બીજાં બધાં મરી પરવાર્યાં હતાં. કંકુડીને ઠેકાણે પાડી, બાવળનો ઈજારો જમાઈને સોંપી બૂઢીઓ ભાભો બાવો થઈ નીકળી ગયો હતો. મુંબઈમાં આવતો ત્યારે ભુલેશ્વર આગળ આવેલા એક બાવાના અખાડામાં યા તો મુંબાદેવીના મંદિરના ઓટલાઓપર પડી રહેતો. ગાંજો અને ભાંગ ઉડાવતો, રૂદ્રાક્ષની મોટી મોટી માળા ફેરવતો અને બોલવામાં ખરો હોઈ એ રસ્તે ભટકયા કરતા સટોડિઆઓને આંક ફરકની ટીપ આપી તેમની સેવાઓ સ્વીકારતો અને બેફીકરી આનંદી જીંદગી ગાળતો.

મેરો બાપ દાતણ કાપીને લઇ આવતો, એટલે ત્યાં પોતાનું કામ પુરૂં થાય છે એમ માનતો. એ દાતણની સેલિંગ એજન્ટ કંકુએ

વીરીને નીમી હતી, અને એ છોકરી બપોરે દાતણુનો ભારો લઈ મુંબ વેચવા જતી અને સાંજ સુધીમાં બાવળની એકે એક સોટીનાં કા ડિયાં ઉભાં કરી ઘેર પાછી ફરતી. દાતણુ વેચવાની તેની અસાધારણ કુશળતાથી વીરીનું માન ઘરમાં બહુ હતું, અને એ કોઈ મોટી શેઠાણ હોય તેમ ઘરનાં દરેકે દરેક માણુસ વીરીનો પડયો બોલ ઉચકતાં.

વીરી હતી તો ભીને વાને પણુ તેનાં અંગો ઘાટિલાં હતાં, આંખો કાળી કાળી હતી. દાંત તે કાળજી રાખી મોતીના દાણા જેવા સ્વચ્છ રાખતી, પણુ વીરીનાં વ્યક્તિત્વમાં ખાસ ધ્યાન ખેંચનારૂં લક્ષણુ હોય તો તે તેનો છકછકાટ, તેની હિંમત, તેની હાજરજવાબી, અને તેનો નિરંતર હસતો ચ્હેરો અને તોફાની સ્વભાવ હતો.

અમારા પરામાં તો તેણે સ્ટેશનપર મોટા સ્ટેશન માસ્તરથી માંડીને રેલ્વેના હમાલ સુધી સઘળાઓને ઘેર મફત દાતણુ પહોંચાડી સઘળાને મારી મૂકયા હતા. અને મુંબઈમાં જે સ્ટેશને તે ઉતરતી ત્યાં પણુ કોઈ એનું નામ નહોતું લેતું, અને કોઈ તેને અટકાવે અને ટિકિટ કે દાતણુના ભારાના પૈસા માગે તો "માળા નવો આવ્યો લાગછ" એમ બોલી છણુકો કરી મનમાં આવે તે પૈસા સ્ટેશનના ટિકિટ કલેકટરના હાથમાં મૂકી બેધડક બહાર નીકળી જતી; અને પેલો સ્ટેશનમાં પહેલ વહેલોજ આવ્યો હોય, અને કાયદેસર ભાડું લેવા એ તેની પાછળ પડે તો તેના કોઇ જોડીદારમાંથી કોઇ બોલે કે "જીવણુભાઇ ! જવા દો, એ રોજનું ઘરાક છે." અને બીજે દિવસે જીવણુભાઇને ઘેર સુંદર લીસાં પેન્સીલની સાઈઝનાં સરખાં કાપેલાં લીલાં દાતણુની ઝૂડી પડે ત્યારેજ જીવણુભાઈ સ્હમજી શકે કે, સ્ટેશને આવની વાઘરણોને જવ દેવામાંજ માલ છે.

વીરી મોટે ભાગે ભૂલેશ્વર શાક મારકીટ આગળ ઉભી રહેતી એક તો એ સોળ વર્ષની ઉગતી યુવાનીમાં હતી, તેમાં આનંદી અને મસ્તીખોર સ્વભાવ, એટલે તેની પાછળ પતંગિઆ ઉડયા કરે તેમાં

નવાઈ જેવું નહીં. વીરી દાતણ પણ કંઈક ઓર કળાથી વેચતી. મારકીટમાંથી શાક ખરીદી બહાર આવતાં ઘરાકોની આગળ સૌથી પહેલાં ધસી જઈ એમનાં નાક આગળ દાતણ ધરતી. અને એવી આંખ અને મ્હોડું કરી દાતણ વેચવાની ઑફર કરતી કે ઘરાક નાજ ન પાડી શકે. બીજી ચીંથરેહાલ અને મુફલીસ વાઘરણો જ્યાં વીરી હોય ત્યાં કદી ફાવતી નહીં. એ બિચારી ધોયેલ મૂળા જેવી એમની એમ હાથમાં બાવળની સોટીઓ સાથે ઉભી રહે ત્યારે વીરી પોતાની આગળનો આખો ભારો ને ભારો દાતણ વેચી નાંખતી. બીજી વાઘરણો વીરી પર મનમાં બળતી, પણ તેને ગાળો ભાંડવાની હિંમત કરી શકતી નહીં. વીરી જરા ઈશારો કરે તો તેને ગાળ દેનારની સખત ખબર લે એવા વરૂઓ વીરીએ આગળથીજ તૈયાર કરી રાખ્યા હોય, પોતાની પાસેના દાતણ ખલાસ થયા પછી વીરી દયા કરી બીજી વેચનારીઓનાં દાતણ પણ વેચી આપતી એટલે એ લોક તેની ઓશીયાળી રહેતી.

વીરીનાં દાતણ વધારે વેચાતાં તેનું એક બીજું કારણ એ હતું કે કંઈ કંઈ ગીતની લીંટીઓ બોલી તેમજ કંઈ કંઈ ગમ્મત કરી એ દાતણ વેચતી. કોઈની મજાક ઉડાવતી અને લ્હેરમાં આવી રસ્તામાં જરા નાચતી પણ ખરી. લોકો તેની મસ્તી જોવા ટોળે મળતા તો થોડીવાર એમને રીઝવી ઉભા રહેલામાંના દરેકને પરાણે એક એક દાતણની સોટી વળગાડતી.

કોઈ મોટરવાળું મોટું માનવી મારકેટ આગળ શાક લેવા આવે ત્યારે વીરી મોટરની બારી આગળ પહોંચી જતી, અને અંદર બેઠેલાં બાઈ કે શેઠ આગળ મીઠી જીભે બે વાત કરી બેચાર ઝૂડી મોટરમાં પધરાવતી.

ધુલેશ્વર આગળ ભટકતા લ્હેરીલાલાઓ અને હડહડતા સરોડિઆ ધણાખરા ને વીરી નામથી પીછાનતી અને કોઇ બેંગલોર ટોપીવાળા કડાબંધ ઈસ્ત્રીવાળા યુવાન શાક લઈ મારકેટમાંથી બહાર પડે કે તુરતજ

વીરી તેની આગળ પહોંચી જઈ બોલતી કે ચીમનભાઇ આજે મારાં દાતણ લ્યો. લ્યો આ ત્રણ સોટીઓ. આજે જરૂર તીયો આવશે."

આ જાતની અપિલની અસર સટોડિઆ મગજ પર હંમેશાં થાય છે. વીરી એ લોકની આ નબળાઇ જાણતી.

ભુલેશ્વર આગળથી નીકળું ત્યારે વીરી ત્યાં ઉભી છે કે કેમ તે હું હંમેશ જોતો, પણ એક દિવસ તેને નહિ જોતાં મેં પડપૂછ કરી તો ખબર પડી કે વીરી ગૂમ થઈ હતી.

[ ૨ ]

વીરી દાતણવાળી વિષે મેં ભૂલેશ્વર આગળ દરરોજ જે જગ્યાએ તે ઉભી રહેતી ત્યાં તપાસ કરી તો ત્યાં કોઈને પણ ખબર નહોતી કે વીરી કયાં ગઈ હતી. બીજી દાતણવાળીઓ જેને વીરીના નામની ઇંડક હતી તેમણે કહ્યું કે " એ તો કોઈને ઉપાડી કયાંય હાલી ગઇ હશે ? ભારે નટખટ હતી, આકાશમાં ઉડતાં, પારેવાંને આંખના ચાળામાં નીચે પાડે ત્યાં બિચારા ભોળા મરદ માણસનું શું ગજાું ? "

આ જાતના અભિપ્રાયો વીરીની ચતુરાઈ અને તેના દેખાવથી બળતી વાઘરણોના હતા, જ્યારે તેના તરફ દિલસોજ માણસો એમ માનતાં હતાં કે વીરીનાં રૂપને લીધે અને તેની ચાલાકીને લીધેજ એ ફસી ગઈહતી, જરૂર કોઈ બદમાસો એનેઉઠાવી લઇ ગયા હોવા જોઇએ.

જે પરાંમાં એ રહેતી એ પરાંમાં મેં તપાસ કરી તો તેનાં ઘરનાં માણસો વીરીનું નામ સાંભળતાં રડી પડયાં. તે કયાં ગઇ હતી તે વિષે તેમણે કશો પણ ખુલાસો આપ્યો નહીં, જો કે મને વહેમ પડયો કે વીરીનું શું થયું હતું એ વાત તે લોકો બરાબર જાણતાં હતાં. વીરીના બાપે મારી આગળ એટલોજ ખુલાસો કર્યો કે વીરી અમારે મનથી હંમેશાંની મરી ગઈ છે.

આ વાતને પાંચેક વર્ષ વીતી ગયાં અને હું પોતે પણ એ વીરી વાઘરણ નામની છોકરીની વાત ભૂલી ગયો, પણ ૭ મહિના પહેલાં કાઠિયાવાડનાં એક નાનાં ગામમાં ફરતા ગામ બહાર ભાગોળ

આગળથી એક બાઈને ભેંસને દોરી જતાં જોઈ, તેનું મ્હોડું જોતાં એને મેં આગળ ક્યાંક જોઇ હોય એવો મને ખ્યાલ આવ્યો. હું તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. બાઈ ભેંસને નદીએ લઇ ગઈ, ભેંસ પાણીમાં તરવા પડી, અને પેલી બાઈ નદી કિનારા પર એક મોટી પત્થરની શીલાપર બેસી કંઇ કાઠિયાવાડી ગીત ગાવા લાગી. હું તેની આગળ ગયો. બાઈ ચમકીને ઉભી થઈ ગઈ. મર્યાદાથી સાડલાનો છેડો માથા પર સમો કર્યો, અને પૂછ્યું કે " ભાઇ ! તમે અહીં ? "

" હા, આ ગામના ફોજદાર મારા સગા થાય છે તેમને ત્યાં કામ પ્રસંગે હું આવ્યો છું. તમારૂં નામ વીરીને ? " મેં પૂછ્યું.

" હા હુંજ વીરી. " પેલી બાઈ બોલી. " મુંબઇ પાસે તમારા પરાંમાં રહેતી અને દાતણ વેચવા જતી હતી તે.'

" તને તો મુંબઈનાં લોકો ગૂમ થએલી કે મરી ગએલી માને છે. " મેં કહ્યું.

" હા, ભાઈ એમજ છે. મુંબઈનાં મારાં સગાં વહાલાંને મનથી તે વખતે હું મરી ગએલી હતી, પણ મારો પ્રભુ પાધરો તે હમણાં સહુ સારાં વાના છે, અને મારા બાપ તો મરી ગયા પણ ભાઈ ભોજાઇને અને બીજા ભાંડુઓને મેં અહીં બોલાવી લીધાં છે, અને મને ઈશ્વર દાળ રોટલો આપે છે તેમાં દિવસો ગૂજારીએ છીએ. "

" તું હમણાં સુખી છે એ જાણી મને આનંદ થાય છે. પણ મુંબઇમાંથી તું કેવી રીતે ગૂમ થઈ એ વાતનો તને વાંધો ન હોય તો મને કહે તો મને ઘણો આનંદ થાય. "

" ભલે આજે સાંજે વાળુ કરી મારૂં ઘર પાવન કરજો. ગામની પેલી બાજુ છેક છેવાડેના ઘરમાં હું રહું છું. અહીં મને પાનબાઈના નામથી બધા ઓળખે છે, તમે મુંબઈની વાત ન છેડતા અને મારૂં આગલું નામ યાદ ન કરતા જરૂર સાંજના આવો. " અને પછી જરા તેના મૂળ મસ્તીખોર સ્વભાવ પર જઇ તેણે કહ્યું કે " જોઈએ તો વાળુ મારે ત્યાં કરજો. "

હું તેની સામે ચોંકીને જોઇ રહ્યો એટલે એ બોલી કે " અરે ભૂલી, તમે તો બરામણ કહેવાઓ, અમારાં જેવાનો પાણીનો છાંટો પણ તમને ના ખપે."

સાંજે વાળુપાણીથી પરવારી હું વીરી જે એ ગામમાં પાનબાઈના નામથી ઓળખાતી હતી તેને ઘેર ગયો. ઘર ન્હાનું પણ સાફ હતું. હતું તો માટીનું અને ગારવાળું પણ વીરીએ ઝાડી ઝૂડીને તેને સાફ રાખેલું હતું, અને બારણા પર ચંદરવા વગેરે બાંધીને શણગાર કર્યો હતો. ઘરમાં બે ઓરડા હતા. એક મોટી ઓશરી હતી અને ઘરની આજુબાજુ પત્થરની પાકી વંડી બાંધી દીધી હતી. વીરી તેનો ભાઈ, તેની ભાભી અને હું ફળીયામાં ખાટલા ઢાળીને બેઠાં અને અલકમલકની વાતો કરવા લાગ્યાં.

તેમની વાત પરથી જણાયું કે એ ગામમાં તેમની હાલત સારી હતી, ઘરનું ખર્ચ વીરીજ ચલાવતી. તેનો ભાઈ આ ગામમાં પણ દાતણનોજ ધંધો કરતો, જ્યારે વીરી અને તેની ભાભી પાણીકોર વણવાનું કામ કરતાં હતાં. છેલ્લાં પાંચ વર્ષમાં હિંદના ગામડાંઓમાં એ પ્રવૃત્તિ ચાલુ થઈ હતી. અને વીરી અને તેની ભાભીએ તેમાં ઝૂકાવ્યું હતું. જો કે મુંબઇમાં દાતણ વેચી જેટલી કમાણી વીરી કરતી તેટલી તે ગામડામાં માત્ર ખાદી તૈયાર કરી શકતી હોય એ માટે મને શંકા હતી, પણ મારી એ શંકાને મનમાં દબાવી દઇ મેં વીરી પાસે તેની વાતજ જાણવા માગી.

રાત પડતાં વીરીનાં ભાઈભાભી અંદરના ખંડમાં વાળુ કરવા ગયા પછી વીરીએ મને પોતાની વાત કરતાં કહ્યું કે " ભાઈ મારી વાત કહાણી-કિસ્સાને વિસરાવે એવી છે. તમે જાણીને અજબ થશો કે મુંબઈમાંથી હું ગૂમ થઈ તેનું કારણ એ હતું કે હું વેચાઈ ગઈ હતી."

" વેચાઇ ગઈ? મેં અજાયબીથી બુમ મારી.

" હા, ભાઈ વેચાઈ ગએલી. ખરૂં કહું તો મને પરાણે મારા બાપના વેરથી ઉઠાવી જઇ વેચી નાંખવામાં આવી હતી અને મારા

મારાં નસીબે પહેલીવાર મને ખરીદનાર મરદમાટી નીકળ્યો, આજ દિન કોણ જાણે કેટલે ઠેકાણે વેચત."

"આમ તારી ગોળ ગોળ વાતથી મને કંઇ સમજ પડતી નથી. જરા માંડીને પહેલેથી શું બન્યું તે વાત કહે તો સમજ પડે." મેં કહ્યું.

"લ્યો ત્યારે સાંભળો, મારો આ મોટો ભાઈ આ કંકુડીને પરણ્યો ત્યારે મારા બાપને એક પઠાણ પાસેથી ૨૦૦ રૂપિઆ ઉછીના લેવા પડયા હતા, અને તે દિવસથી અમારી કમબખ્તી બેઠી. ચાર વરસ સુધી તો એ પઠાણનું વ્યાજ ભરી ભરીને અમે હેરાન થઈ ગયાં. હિંદમાં ગરીબોને કોણ સુખે જીવવા દે છે ? નાણાં ધીરનારાઓ, મારવાડિઓ, શાહુકારોનો ગરીબો પર ઓછો જુલમ નથી હોતો. એ પઠાણ એને દેશ ગયો ત્યારે તેણે તેનું લેણું એક બીજા હિંદુ શાહુકારને વેચ્યું, અને પછી એ હિંદુ શાહુકાર અમારે ત્યાં વ્યાજ લેવા આવતો. આ દેશમાં જે માણસ વ્યાજે નાણાં લે છે તે જીવતો નરકમાં ધકેલાઈ જાય છે. ઘણાએ બાપડા ખેડુતો મજૂરો, ઢેડ, વાઘરી, ભંગિઆ અને ચમારો એક વખત મારવાડિ શાહુકાર કે પઠાણ પાસેથી વ્યાજે રકમ લે છે તે હંમેશને માટે-લગભગ આખી જીંદગી સુધી પૈસા આપનારનો ગુલામ થઇ રહે છે, એટલુંજ નહીં પણ એવાં નાણાં લેનારની વહુ બેટી જો જરા દેખાવડી હોય તો બિચારીને એમની આબરૂ જાળવવાની ભારે ચિંતા થઇ પડે છે. અને કેટલાક મિલોવાળાં ગામડાંમાં અને ધીરધારનો ધંધો જ્યાં ધમધોકાર ચાલતો હોય ત્યાં નાણાં આપનાર અને નાણાં લેનાર વર્ગ વચ્ચે કોઈ કોઈ દાખલામાં લગ્ન સંબંધ જેવો સંબંધ બંધાતાં નવીજ જાતની ઓલાદ ઉત્પન્ન થાય છે. ભાઈ હું બાઈ માણસ હોવાથી વધુ ખુલાસાથી બોલી શકતી નથી, પણ તમે થોડું કહો સમજી જાવ એમ છો એટલે આટલા ઇશારાથી સમજી જશો. ટૂંકમાં એટલુંજ કહેવાનું કે અમારો પૈસો હિંદુ માગનાર પેલા મુસલમાન માંગનાર કરતાં વધારે ભયંકર,

કઠોર અને નીચ નીકળ્યો. એ મોટું ટીલું તાણતો, મંદિરમાં રો
જતો પણ અમારાં જેવાં ગરીબ માણસ પાસે ઉઘરાણી કરવા આવ
ત્યારે એક પાઈ પણ છોડતો નહિ. સરકાર માબાપની ઈરિમાલ કૉ
કોર્ટો અને બેલીફો ભગવાને જાણે આવા વ્યાજખાઉ શાહુકારો માટે
ખાસ ઘડી હોય એમ મને લાગે છે. એ વખતમાં મારા બાપ માં
પડતાં ઘરમાં પૂરતી આવક થતી નહીં એટલે એ શાહુકારનું વ્યા
ન ભરી શકાયું. એટલે એક દહાડો એ પીટયો આવ્યો અને માર
બાપને કહે કે આ છોકરીને આપો, નહીંતર તમને બધાને કેદમ
મોકલાવીશ.

મારા ભાઈનું લોહી ઉકળી આવ્યું. અને વાઘરીઓ મૂ
લડનારી જાત, તેણે ઉભા થઈ પેલા વાણિયાને બે લાફા ખેંચી કઢાડયા
ને તેને ત્રણ ગડથોલાં ખવડાવી નાંખ્યાં. પણ સત્તા અને પૈસાના
જોર પર અમે ગરીબ કયાં સુધી ટકી શકીએ ? મારા મોટાભાઈ
શામજીને ૭ મહિનાની જેલ મળી, અને મારાં બુઢાં માબાપને એ
હેરાન ન કરે માટે હુંજ તેની જોડે ચાલી નીકળી અને વઢવાણમાં
તેણે મને વાણિયાણીનો પોશાક પહેરાવી એક સુરતી વાણિયા જોડે
પરણાવી દીધી અને મારી કિંમત તરીકે મૂળાના પતીકા જેવા
ખાસ્સા ૨,૦૦૦ રૂપિયા લીધા.

[ ૩ ]

"શું પારકી છોકરીઓને એમ પરણાવી દેતા હશે ?"
મેં પૂછ્યું.

"તમને કયાં ખબર છે ભાઈ કે આપણા મલકમાં તો છોક-
રીઓનો મોટો વેપાર ચાલે છે." વીરીએ કહ્યું. "હું પણ આ વાત
મુંબઈમાં રહેતી ત્યારે નહોતી જાણતી પણ વઢવાણમાં પેલા અમારા
માગનારની ટોળીમાં ફસાયા પછીજ મને ખબર પડી કે આપણા
દેશમાં છોકરીઓ વેચવાનો ધંધો ઘણો ધમધોકાર ચાલે છે. દક્ષિણમાં

ના અને કોલ્હાપુર જીલ્લામાં એક બે ટોળીઓ કામ કરે છે. એક ટોળીઓ કાઠિયાવાડ અને સિંધમાં કામ કરે છે, અને ઉત્તર હિંદુસ્તાનમાં હરદ્વાર આગળ પણ એક ટોળી છે."

વીરીની આ માહિતીથી હું અજબ થયો. મારી અજાયબી ઈ વીરી બોલી કે "ભાઈ એમાં અજબ થવા જેવું કશું નથી, ને મને કહેતાં ઘણી શરમ આવે છે, પણ વાત ખરી છે કે આપણાં કાઠિયાવાડમાં છોકરીઓને વેચનાર કન્યાવિક્રય કરનાર લોહીનો વેપાર કરનાર માવતરો ઘણાં છે. અને તેથી ગુજરાતના જે વાણિઆ, બ્રાહ્મણને ગુજરાતનાં તેની નાતનાં તડમાંથી કન્યા ન મળે તે સીધો કાઠિયાવાડ ચાલ્યો આવે છે. એવો મૂરતીઓ જાણકાર માણસોને નજર ઓળખાઇ જાય છે. લાલ ચટકદાર જરીની તોરાવાળી પાઘડી અને કપાળમાં કંકુનો ચાંદલાવાળો કોઈ આશાભર્યો યુવાન, પીઠ કે કાને ટ્રેનમાં ગુજરાત તરફથી આવતો જુએ તો વીરમગામ અને ત્યાણથી છોકરીઓના દલાલો તેની પાછળ લાગે છે. અને લાકડે માંકડું ગોઠવી દે છે. પછી જેવો મૂરતીઓ અને જેટલું એની ગાંઠમાં જોર."

"પોલીસ આવી ટોળીઓને પકડવા કોશીશ નહીં કરતી હોય?" મેં શંકા કરી.

"પોલીસ અને સરકાર આ છોકરીઓ વેચનાર દલાલો પર બારીક નજર રાખે છે." વીરીએ કહ્યું પણ ઉમેર્યું કે "એ પીટયાઓ એવી યુક્તિથી કામ કરે છે કે પકડાનાજ નથી. પૈસા લઈ છોકરીઓને પરણાવનાર માબાપો હોય ત્યાં સુધી આવા દલાલોને ફાવવું થાય છે. હા મારે કહેવું જોઈએ કે તમારા મુંબઇનાં અને અમારૂં રાણપુરનું "સૌરાષ્ટ્ર" છાપું આ વાતમાં હમણાં જાગતું થયું છે, અને આવાં લગ્નોની વાત એકદમ છાપે ચડાવે છે, તેથી કન્યાવિક્રય કરનાર માબાપો અને દલાલો ચોંકતા રહે છે જો કે હજી એવું એવું બહુ ચાલે છે."

"બધીજ છોકરીઓને પરણાવવામાં આવે છે કે ?" મેં પૂછ્યું.

"નારે ભાઈ," વીરીએ કહ્યું. "એ તો મારા જેવી જેનું નસીબ સારૂં હોય તેને આવાં લગ્નમાં સારો મર્દ ભાયડો મળી જાય છે. બાકી તો ઘણી બિચારીઓને કોઈ હરામખોરો સારાં ઉંચી નાતના વેશમાં અહીં કાઠિયાવાડમાં આવી પરણી જઈ, પછી મુંબઈ કે બીજા મોટાં શહેરમાં લઇ જઇ એ બિચારીઓને અનીતિની જીંદગીમાં નાખે છે. ઉત્તર હિંદુસ્તાનની ટોળીઓ કલકત્તાના શ્રીમંત અને જાણીતી વારાંગનાઓના ઘરો માટે દર વરસ નવી નવી છોકરીઓ રૂપી 'માલ' ભેગો કરે છે. કેટલીક છોકરીઓ વેચનાર ટોળીમાં ફસાયલી બાળાઓ અનુભવે રીઢી બની ગુન્હા કરતાં શીખે છે. ટોળીવાળાઓ એવી છોકરીઓને જુદા જુદા વરરાજા જોડે પરણાવી ખુબ નફો કરે છે, અને પેલી છોકરીઓ પણ નવા વરરાજાને ત્યાં બેચાર દિવસ રહી દાગીના ઉઠાવી પલાયન કરી જાય અને પરણવા નીકળેલો પેલો વરણાગિઓ હાથ ઘસતો રહે. ઘણા દાખલાઓમાં તો એવા વરરાજા ફરિયાદ પણ નથી કરતા. પોતે ગામમાં અને નાતમાં ઉલ્લું દેખાશે, એમ ધારી મનની વાત મનમાંજ રાખે છે. કોઈ માથાનો મળે અને પોલીસ કોર્ટમાં ખર્ચવાના પૈસા તેની પાસે પુષ્કળ હોય તો એવી ટોળીને આબાદ સપડાવે છે, બાકી કેટલાક બિચારા પરણવા નીકળેલા વરરાજાએ માંડ માંડ બેચાર હજાર રૂપિઆ ખર્ચી બાયડી મેળવી હોય છે તે પરણ્યા પછી એવા તળીયા ઝાટક થઈ ગયા હોય છે કે વાત ખબર પડી જાય છતાંએ ટોળી સામે પગલા લેવાની તેની તાકાત રહેતી નથી અને તેથી આવા બદમાસો નચિંત પોતાનું કામ કરે છે."

"ઠીક ! ત્હારૂં શું થયું એ વાત તો કર." મેં કહ્યું.

"મને પરણનાર શેઠ સુરતના એક ચોક્કસ નાતના શેઠ હતા તે હતા તો પચાસની ભરતીમાં પણ જુવાન જેવી તેમનામાં ખુમારી અને જોર હતું. મને તેમની જોડે પરણાવ્યા પછી પાંચમે દિવસે

મારે તેમને ત્યાંથી દાગીના ચોરી નાસી આવવું એવી મને મારી ટોળીવાળાએ તાકીદ કરી હતી. અને જાન સુરત ગયા પછી પેલા ટોળીમાંના બે જણા સુરત ગયા હતા; અને સુરતમાં જે શેરીમાં મારા ધણીનું ઘર હતું ત્યાં ભટકયા કરતા હતા. અને હું બારીએ કે ઓટલા પર દેખાઉં ત્યારે મારી આગળ આવી ચોરી કરવા મને ઉશ્કેરતા હતા.

"હું ધર્મસંકટમાં આવી પડી હતી. મારો ધણી એવો ખાનદાન અને ઉમરાવ દિલનો લાગતો હતો તે તેને છેતરી તેને ત્યાં ચોરી કરવા મારો જીવ ચાલતો નહીં. વળી પેલા ટોળીવાળાપર મને ભારે તિરસ્કાર હતો. તેમને પકડાવી દઉં તો મારાં બનાવટી લગ્નનો પરપોટો ફૂટી જાય તો મારી અને તેમની શી વલે થાય !

આખરે બહુ મુંઝાણી ત્યારે મારા વરને આંખમાં આંસુ લાવી મેં બધી વાત પહેલેથી છેલ્લે સુધી–અમારૂં કરજ, માંગનારની હલકાઈ, મને વટવાણ લઈ ગયા અને પરણાવી ત્યાંથી તે હવે એ ટોળી શું કરવા માંગે છે એ બધું કહી દીધું.

મેં તો આશા રાખી હતી કે, મારી વાત સાંભળી શેઠ મને હડધૂત કરી ઘરમાંથી કહાડી મૂકશે. તેને બદલે તેની ઉદારતા અને ખાનદાની જોઈ હું પોતે પણ છક થઈ.

તેણે કહ્યું કે તારી આખી વાત સાંભળ્યા પછી મને તારી દયા આવે છે, હું પણ એવો માણસ છું કે અગ્નિ અને સૂર્યદેવની સાક્ષીએ એક બાયનો મેં હાથ પરણેતર ગણી લીધો તો તેનો હું કદી ત્યાગ કરી શકું નહીં. તારે તું જાતની વાઘરણ છે એ વાત ભૂલી જ જવી. અને જે ચપળાઈથી થોડા દિવસોમાં તું વાણિયાણીની રીતભાત શીખી ગઈ છે તેવી જ રીતે તારે ઘરમાં અને નાતજાતમાં જ્યાએ ત્યારે સંભાળથી રહેવું. પેલા ટોળીવાળાને હું ઠેકાણે કરીશ."

શેઠ સુરતમાં ઘણા વગવાળા હતા. પોલીસ પટેલ તેમનો ઓળખીતો હતો, તેમની મારફત એ ટોળીને બહારો બહાર બીજા જ કોઈ ગુના માટે પકડાવી તેમણે તેમને ગામ બહાર કાઢી, અને એ ટોળીની આગલી પાછલી કંઈક એવી શોધાવી તેનો પીછો પકડયો કે ટોળીવાળા પોતાની મેળે જ સુરત આવવાનું ભૂલી ગયા.

મને પણ કાઠિયાવાડમાં રહેલાં પોતાની જાતનો કોઈ નુખો ઇતિહાસ પઢાવી એવી પાવરધી કરી દીધી કે હું વાણિઆણી નથી એમ કોઇને કલ્પના પણ જાય નહિ, અને હું પણ ન્હાવા ધોવા આ આચારવિચારમાં નાગરાણીઓ, બ્રાહ્મણીઓ માફક રહેવા માંડી. ન્હા ધોવા અને પાઠપૂજામાં એવો રસ લેવા માંડી કે શરૂઆતમાં શેઠ કોઇ કોઈ નાતીલાને જરાતરા વહેમ ગએલો તેનો વહેમ પણ મારા આચારવિચાર જોઈ ચાલી ગયો, અને શેઠની પણ હું એવા ભાવ સેવા કરતી કે શેઠ પણ મારે માટે પ્રાણ પાથરતા.

[ ૪ ]

શેઠ જોડે મારો સંસાર નિર્વિઘ્ને અત્યાર સુધી ચાલ્યો જાય પણ એક દિવસ અકસ્માતથી હું કોણ છું એ વાત બહાર પડી ગઈ. પણ એ વાત હું તમને કહું તે પહેલાં સુરતમાં વાણિઆની નાતમાં હું કેવી રીતે એક પંગતમાં જઈ જમી આવી તે વાત હું તમને પહેલાં કરૂં. પીરીએ કહ્યું અને ઉમેર્યું કે, મારા વર ચુસ્ત વૈષ્ણવ હતા. અમારા ઘરમાં ઠાકોરજીનું એક નાનું સરખું મંદિર હતું, તેની પૂજા હું જ કરતી. શરૂ શરૂમાં હું ઠાકોરજીને અડતાં અચકાતી, મને ઘણીએ વખત મનમાં થતું કે હું જાતની વાઘરણ પીરી ! આ ઉજળા મનીખ વાણિઆના ઘરમાં આવી એમની ભેગી ખાઉં પીઉં તે ઠીક પણ એમના ઠાકોરજીને પણ અડીને અભડાવું !

મારી મુંઝવણ એક દિવસ કળી જતાં શેઠ બોલ્યા કે "વીરી તું વાઘરણ છે, એ વાત જ હવે તું ભૂલી જા. તું મારી પત્ની એટલે ધણિઆણીજ. તમે અછૂત અને પછાત વર્ગો જ્યાં સુધી તમારી જાતને હલકી ગણ્યા કરશો ત્યાં સુધી હિન્દુ સમાજ તમારી જોડે સારી રીતે નહીં વર્તે. તમે પોતેજ ક્ષોભ પામી ઉજળા વર્ગથી દબાઈ આવાં રહો છો એટલેજ એ વર્ગ તમને હલકાં ગણી શકે છે, તમે વધારે સાફસૂફ રહો અને વધારે સ્વમાનવાળાં થાવ તો બીજાઓ તમને માન આપે."

"બીજું હું પોતે ચુસ્ત વૈષ્ણવ છું" શેઠ બોલ્યા "પણ હું ખરો વૈષ્ણવ ધર્મ સમજું છું. ઠાકોરજીની જે પૂજા કરે, જેનામાં પ્રેમલક્ષણા ભક્તિ હોય અને જે કંઠી પહેરે તે વૈષ્ણવ કહેવાય. વૈષ્ણવ ધર્મમાં નાતજાતનો તફાવત છે જ નહીં એવા પણ દાખલા નોંધાયા છે કે જેમાં કૃષ્ણના મુસલામી ભક્તોની વૈષ્ણવમાં ગણત્રી થઈ છે. વર્ણાશ્રમનું લાકડું તો પાછળથી બ્રાહ્મણોએ અને સ્વાર્થી ઉજળીયાત વર્ગે નાખ્યું છે. માટે વીરી તારે જરા પણ શરમાયા કે સંકોચ પામ્યા વગર ઠાકોરજીની સેવા કરવી."

શેઠના આ પ્રોત્સાહનથી હું ઘણાજ ભાવપૂર્વક ઠાકોરજીની સેવા સ્હવાર સાંજ કરતી હતી, અને તેમાં મન પરોવ્યા પછી મને લાગ્યું કે મારૂં જીવન સદંતર બદલાઈ ગયું હતું.

હવે પેલી નાતની વાડીની વાત હું તમને કહું. "શેઠે મારા જન્મદિવસને પ્રસંગે એમની નાતની વાડીમાં ઓચ્છવ કરાવેલો. મારા ધણીના સહવાસમાં આવેલાઓની તો ખાત્રી થઈ ગઈ હતી કે હું વાણિઆણીજ હતી, પણ નાતમાં કેટલાક એવાં પણ માણસો હતા કે જેને મારા માટે શંકા રહ્યા કરતી હતી, એ લોકો શેઠ આગળ મારા વિષે કદી વાત કરી શક્યા નહીં, અને વાત કરવા

જતા તો શેઠ ડોળા કહાડી એમને તતડાવી કહાડતા. નાતમાં કોઈ તોફાન ન કરે માટે ઓચ્છવના જમણવાર વખતે મારા વરે નાતની વાડીમાંજ ચારપાંચ અલમસ્ત લૈયાઓને મોટી મોટી ડાંગો સાથે બેસાડયા હતા, એટલે વાણિઆ ભાઈની જાત એટલે ગામના બધા વાણિઆઓ મુંગા મુંગા ઘારી અને દૂધપાક મીયાંની મીંદડીની માફક જમી ગયા અને કોઈ ચું કે ચાં ન બોલી શક્યું. અમારા વાઘરીઓમાં આવું ન બને, આવું હોય ત્યાં કતો લાકડીઓ ઉડે કે કતો છરીઓ છૂ...

"વારૂ, વીરી, તારી વાત મહુ મજાની છે, પણ તું વાઘરણ છે એ વાત કયાંથી ફૂટી ? મેં પૂછયું. "એ મારા કાકાની છોકરી કંકુડીની મ્હોંકાણ" વીરીએ હસીને કહ્યું. "વાત એમ બની હતી કે નાતની વાડીમાં શેઠ જઈને આવ્યા હતા, અને અમારાં ઘર આગળજ બેચાર નાતિલાઓ જોડે ઉભા ઉભા વાત કરતા હતા ત્યાં કંકુડીજે સુરત મ્યુનિસિપાલિટિમાં ઝાડૂ વાળનારી તરીકે નોકરી રહી છે તે શેરીમાં ઝાડૂ કાઢતી કાઢતી અમારા ઘર આગળજ આવી પહોંચી અને મને જોઈને ચમકીને ઉભી રહી ગઇ અને એકદમ બોલી કે "અલી વીરી ! તું આંહી કયાંથી ? " હું પણ આ નવી આફતથી ભાન ભૂલી અને ઘરમાં નાઠી અને બારણાંની અડારો છૂપાઈ મેં કંકુડીને નાક આગળ આંગળી કરી મુંગા રહેવાની ઈશારત કરી.

કંકુડી સમજી ગઈ. પેલા વાણિઆઓએ તેને ઘણુંએ પૂછ્યું પણ તેણે મારૂં નામ દીધું નહીં, તેમ એ મને ઓળખતી હતી એ વાત પણ કોઈને ન કરી. પણ એ દેખાવ જેણે જોયો હતો તે મારા વરના નાતીલાઓનો વહેમ મજબુત થયો અને નાતમાં ફરી પાછી ચકચાર શરૂ થઇ. આખરે ન છુટકે શેઠે મને આંહી મોકલી આપી.

"ત્યારે તો તારો મદંશેઠ ગભરાઈ ગયો. "મેં જરા ટોકર કરી.

"મારા વરનો વાંક તમેન કહાડશો. "વીરી બોલી "કંકુડીવાળ્ પ્રસંગ બનતાં નાતની અંદરના શેઠના દુશ્મનોનું ચડી વાગ્યું. શેઠ ટ

છેવટ સુધી મને છોડવા તૈયાર નહોતા પણ સામે વાળાઓએ બહુ ઉધડો લેવાથી શેઠને એ બધી પંચાતમાંથી બચવાને મેં પોતેજ મને મોકલી દેવા સમજાવ્યા, મેં ઘણી આગ્રહ કરી ત્યારે શેઠ માન્યા. ત્યારથી હું આ ગામમાં રહું છું. શેઠ મને મહિને ૫૦ રૂપિઆ મોકલે છે. તેમાં અમારૂં સઘળાનું સારી રીતે ગુજરાન ચાલે છે. મારો શેઠના પેટનો છૈયો મોટો થતાં શેઠ સુરતમાંજ પોતાને ત્યાં એને રાખશે અને ભણાવી ગણાવી હુશિઆર કરશે. જરા મોટો થયા પછી અહીંથી પાંચ ગાઉ પર એક ગામ છે. ત્યાં શેઠનો એક મિત્ર રહે છે એને ત્યાં હું એને મૂકી આવીશ. એ ગામમાં નિશાળ છે ત્યાં બે ચાર વરસ ભણશે અને પછી સુરત જશે." વીરીએ કહ્યું.

"વારૂ શેઠ હવે તને કોઈ દિ મળે છે કે ?" મેં પૂછ્યું.

"હાજતો." વીરી જરા શરમાઈ ગઈ પણ બોલી કે શેઠનું અને મારૂં દિલ મળી ગયું છે. નાતના ત્રાસથીજ તેમણે મને અહીં મોકલી છે. બાકી એમનું દિલ મારામાં ચોંટી રહ્યું છે. એમણે પોતે એક વખત મને કહ્યું હતું કે એમની આગલી ધણિઆણી કરતાં હું એમની સેવા વધારે પ્રેમથી કરતી. એમણે પેલાં બાજુનાં ગામમાં એક જીન લીધું છે, પેલો મિત્ર મારી અને શેઠની બધી વાત જાણે છે. જીનની તપાસ લેવાને બહાને શેઠ બબ્બે ચચ્ચાર મહિને સુરતથી કાઠિયાવાડની સહેલ કરે છે, અને એ જેવા આવે કે તુરતજ હું અને મારો છૈયો એમની આગળ હાજર થઈ જઈએ છીએ. શું કરીએ દુનિઆને છેતરવા એવાં છાનાં છપરિઆં કરવાં પડે છે, પણ જ્યાં દિલ મળ્યું હોય તે કેમ જુદું થાય. ઉલટું જુદા રહેવાથી અમે જ્યારે એકબીજાને મળીએ છીએ ત્યારે વધુ ઉમળકાથી મળીએ છીએ અને એકબીજા તરફ આકર્ષણ વધારે રહે છે." વીરીએ હસીને કહ્યું

વીરીની વાતથી હું ઘણો વિસ્મય પામ્યો. ખરેખર કોઈ નવલકથાનું પાનું વાંચતાં હોઈએ એવો તેણે ચિતાર કર્યો હતો.

તેની રજા લેતાં પહેલાં મેં તેને એક વાત પૂછી અને તે
કે વાણિઆઓની સાથે રહેતાં વાણિઆણિઓ માટે તેણે શું અ
પ્રાય બાંધ્યો હતો.

મારા પ્રશ્નનો જવાબ આપતાં વીરી બોલી કે "હું સુરત
નહોતી તે પહેલા ઉજળા વર્ગના લોકો કેવું જીવન ગાળે છે એ
ખ્યાલ સરખો નહોતો પણ ત્યાં રહી આવ્યા પછી મને જણા
ઘેર ઘેર માટીના ચૂલા છે. અમે વાઘરણો ગરીબાઇ અને ઘા
મેલીઘેલી ફરીએ જ્યારે વાણિઆ બ્રાહ્મણ સાધન સંપન્ન હોય
તેમાં પણ કૂવડ સ્ત્રીઓ હોય છે. બીજું મેં એ જોયું કે વાણિ
અને એવા ઉંચી જાતોનાં બૈરાં જરા શરીરમાં બળાં ખરાં અને
ગરીબની માફક બદન રગડવાનું ન હોય એટલે નવરા મગજોને ક
કરવાનું બહુ સુઝે. વાણિઆણિઓની જીભ ! બાપા ! તોબા સ્હવ
મોઢાની દાબડી ઉઘડે તે રાત સુધી બંધ ન થાય, અને કેટલીક
રાતે વર આવે ત્યારે પણ બોલ બોલ કરી તેનું માથું ખાઇ જાય

વખત બહુ થઈ ગએલો હોવાથી વીરીની રજા લઈ હું
ઉતારે ગયો.

# દાદાગીરી શીખવા માંડો.

કવિઓ અને ચિત્રકારો માફક દાદાઓ પણ જન્મે છે. કેટલાક માણસોનું વ્યક્તિત્વજ એવું હોય, ખાસિયત અને મગજનો દિમાકજ એવો હોય કે, જગતમાં એ જ્યાં જ્યાં વિચરે ત્યાં ત્યાં બીજા માનવ જન્તુઓપર ઉપરવટપણું કરી પોતાનું ધાર્યું કરે છે. એવાજ માણસો ખરા "દાદા" કહેવાય છે. મગપણના દાદાઓ એટલે કે બાપના બાપરૂપી ડોસા, ડગરાંઓનો અહીં આપણે વિચાર કરતા નથી.

### સિક્કો વાગે

અહીં તો આપણે એવા "દાદા" ની વાત કરીયે છીએ કે જેમનો તેમના ઘરમાં સિક્કો વાગે, માળામાં જેમની હાક બોલે, ગલીમાં જેમના નામથી લોકો ત્રાસે અને ગામમાં દરેકે દરેક ઓળખીના પાળખીનામાં જેમની આણ વર્તાય એવા મછપર લીંબુ લટકાવનારા બહાદુર અને જવાંમર્દ દાદાઓનો આપણે વિચાર કરીએ છીએ.

### મવાલી થઇ જાય

અલબત્ત! આવા "દાદા"ઓ રાજકુટુંબમાં જન્મ્યા હોય તો પોતાના બાહુબળથી નવા રાજ્ય સ્થાપે, પનીક વૈશ્ય કુટુંબમાં જન્મ્યા

લાના માણસો થરથરે એ વાત ખરી, છતાં પણ જેમ અસલના વખતના રાજાઓ પોતાની રૈયતપર કોઈ બહારનો માણસ જુલમ કરે તો પળવાર પણ ન સાંખી શકે તેમ મોટા શહેરોમાં કેટલાક એવા પણ દાદાઓ આવે છે કે જે પોતાની શેરીમાં કોઈના ઘરપર ટાંચ આવે, કોઈ આફતમાં આવે તો તેમાં પોતાનું નાક જાય છે એમ ગણી તેની વ્હાર કરે ! તેમ એજ પ્રમાણે પોતાની શેરીના કોઈ માણસને બહારનું કોઈ માણસ આવી મારી જાય તો દાદો હોસ્પીટલ કે જેલમાં જવા સુદ્ધાંનું જોખમ ખેડી ધીંગાણામાં જરૂર વચમાં પડે. કેટલાક દાદાઓ મિત્રો માટે માથા આપનારા હોય છે. એક વખત કરેલો ઉપકાર કદી ન ભૂલે એવા હોય છે. અને કેટલાક તો એવા મર્દ અને સાચા હોય છે કે, ખુદ સત્તાધીશોના સન્માન ખેંચી લે છે ! બીજા અર્થમાં દાદાઓ કુટુંબથી નહીં પણ ખાસીયત, દિમાગ અને હિંમતથી શરીરના બની બેઠેલા તાજ વગરના રાજા હોય છે.

## દાદાગીરી શીખો

જીવનમાં શાંતિથી રહેવું હોય, અને કોઇના ટપલાં ન ખાવા હોય તો સમય પરત્વે કામ આવે એટલી થોડી ઘણી દાદાગીરી દરેકે શીખવાની જરૂર છે. બેં બેં કરતા રાંક બકરાનો સા કોઈ કાન ઝાલે, જ્યારે જંગલના દાદા વાઘનો સામનો કરવા જતાં ભલભલા બંદુકડીવાળા શીકારીઓને પણ ઉંચા ઝાડપર માળા બાંધવા પડે ! રાંક અને શાંત ગધેડાને સૌ કોઈ ડફણાં મારે જ્યારે થનગનાટ કરતા તેજદાર ઘોડા પાસે તેના માલેક શિવાય કોઈપણ જઈ શકે નહિ, રાંક છોકરો નિશાળમાં બધાના ટપલાં ખાય જ્યારે દાદાગીરી કરનાર છોકરો બીજાના ખાવામાંથી ભાગ પડાવે.

## ધરો ન થાય

કોઈ બિલ્ડિંગમાં તમે રહેતા હો, અને સ્વભાવે તેમજ દેખાવે શાંત-શાંત અને ભલા હો તો ભાડુતો એવા ભર્યાં આવે છે કે તમને પાણીનું પવાલુ સુદ્ધાં નળપરથી લેવાની મુશ્કેલી પડે ! હાથમાં પંન્ચીયુ

અને ટુવાલ લઈ બે કલાક એ નળરૂપી વહી રહેલી જળની ધાર આગળ ઉભા રહો તો પણ કોઈ તમને આગ્રહ કરી નવરાવે નહિ. રંક માણસને માળાનો ભાડુ ઉઘરાવનાર ભૈયો દબાવે! પાડોશી તેની મશ્કરી કરે અને છોકરાઓ તેની પીઠ પાછળ હુરીઓ કરે પણ જો તમે "દાદા" બની જાવ, દાદાગીરીની એકટિંગ તમોને બરાબર આવડે અને એ એકટિંગ નીભાવી રાખવા જેટલી બુદ્ધિ અને શરીરમાં તાકાત તમારામાં હોય તો માળામાં તમે જ્યાં વિચરો ત્યાં પહેલેથી તમારો માર્ગ સાફ થઇ જાય! તમારૂં ડોલચુ ભરી આપનાર તાંદાર સેવકો તમને નળપર મળી રહે! તમે નળ નીચે ન્હાવા બેસે અને સ્નાનવિધિમાં ગમે એટલો સમય લ્યો ત્યાંસુધી કોઇ એ સ્થળે ફરકે પણ નહિ. તમને બદનપર સાબુ લગાડી આપનાર કદાચ ન મળે પણ તમારા ભીના થયેલા ધોતીયાને સાબુ નાખી આપવા કોઈ ધાટી જરૂર તૈયાર થાય! તમે દાદા હોતો માળાનો ભૈયો "ભાડું આપો!" એમ ધડ દઇને તો નજ કહી શકે. પણ વિનયથી "તમે નામદાર! એ સગવડ કયારે કરી શકશો." એ જાણવા મગિ!

## નાટકની દુનિયામાં

નાટકની દુનિયામાં પણ જેનામાં લેખન કે કવિત્વ શક્તિ ઉંડી સુધી હોય છતાં જે મુન્શીજી રીતસર રૂવાબ કરી શકે, એકટરો સમક્ષ પ્રભાવથી અને માલેકો સમક્ષ મીઠું મીઠું બોલી શકે અને રિહર્સલમાં બેવકુફાઈ છતાં પણ દાદાગીરી કરી શકે એ મુન્શીઓ કદાચ પ્રજાના નહીં પણ થોડો વખત માલિકના તો જરૂર માનીતા થાય. તેમ દાદાગીરી કરી શકનાર એકટરોજ ડાયરેકટર અને માલેકનું ખ્યાલ ઉંચી સારી ભૂમિકાઓ મેળવી શકે. જ્યારે ખરી શક્તિવાળા છતાં રંક અને શરમાળ એકટરો વરસો સુધી એકજ પગારમાં કંપનીનું ખીચડું ખાધા કરે!

## કોર્ટમાં

મુંબઈની સ્મોલકોઝીસ, પોલીસ કે હાઈકોર્ટમાં જઈ નિરિક્ષણ કરો તો જણાશે કે, કાયદાના જ્ઞાન કરતાં પણ જે વ્યકિતઓ નામદાર ન્યાયાધીશ સમક્ષ છટાદાર દાદાગીરી કરી શકે, સામા પક્ષના વકીલને પોતાના રૂવાબથીજ આંજી નાખે અને ઉલટ પાલટ તપાસ લેતી વખતે પોતાની શકરા જેવી આંખ અને કરવત જેવી જીભથી હરિફ પક્ષના સાક્ષીને થથરાવી નાંખે—કાપી નાખે એજ વકીલ ફાવે ! અને તેને ત્યાંજ વધુ ગ્રાહકો મંકોડાની માફક ઉભરાય ! આ જમાનામાં લોકો ન્યાય મેળવવા વકીલ બેરીસ્ટરો રોકતા નથી. ઘણી વખત તો પોતે ગોટાળો કર્યો હોય ત્યારે જગત અને અદાલતની આંખમાં ધૂળ નાખવા કોઈ ચીવટાઈથી લઢનારા પ્રાણીને પોતાના તરફથી ઉભું રાખે છે. દાદાગીરીવાળો વકીલજ સારૂં લઢી શકે છે !

## સાહિત્ય અને સમાજ

સમાજમાં તમે દાદા થાવ અને પોતાની જાતને આગળ વધારવાનું પ્રચાર કાર્ય જારી રાખો તો ઘણા નજદીકના ભવિષ્યમાં ન્યાતના શેઠ બની શકો ! ન્યાતના ફંડોનો હિસાબ તમારી પાસે રાખો પણ જો તમે દાદા હો તો કોઇનો ભાર નથી કે તમને કોઇ ફંડનો હિસાબ પૂછે ! ન્યાતમાં અને જમાતમાં જે પટેલીયાઓ હોય છે તે મુખ્યત્વે દાદાગુણથી ભરેલા હોય છે "સાહિત્ય" માં પણ શેઠ બની ભલે ખૂબ ભાવથી સેવા કર્યા કરશો તો કોઇ દીવો લઇ તમને નમન કરવા નહિ આવે ! પણ દાદા બનશો, સાક્ષરપદનું પૂછડું તમારા નામની આગળ કોઈને પણ પૂછ્યા વગર એકદક લગાડી દેશો, કલમ હાથમાં પકડી 'સાહિત્ય'ના દરેક ક્ષેત્રમાં તમેજ પારંગત છો, તમેજ વિદ્વાન છો, તમેજ ભવાટવિમાં ભમી રહેલી જનતાને જગાડનાર છો એમ માની કલમ હાંકે રાખશો તો લોકો

પણ તમને સાક્ષર અને વિદ્વાન તરીકે પૂજશે. રાજકારણમાં પણ મુત્સદિઓ મોળા ગણાય, દેશની દાઝ હૈડે હોય છતાં સમજુતી અને સમાધાનના માર્ગે કામ કરનાર તરફ જનતા શંકાની નજરથી જૂએ! પણ સામા પક્ષ તરફ જાહેર સભામાં ગમે તે વિશેષણો વાપરનાર અને દાદાગીરી કરનાર માણુસ જરૂર નેતા થઈ જાય! અલબત્ત એવા રાજદ્વારી દાદાઓને કષ્ટો સહન કરવા પડે! પણ એ કષ્ટની કસોટીમાંથી જો એ પસાર થાય તો દેશના રાજદ્વારી ઈતિહાસમાં પોતાનું નામ પણ નોંધાવી જાય. માટે દાદા બનો!

---

તેવું છે. દીકરા હમણાં તારી વાર્તાઓનો તારા લેખોનો હું અભ્યાસ કરૂં છું પણ બધું નકામું. માણસ જેનાથી ચગી જાય, ગેલમાં આવી ખીસામાંથી રોકડિઆં કાઢે, તેવું કશું તું લખતો નથી. તું કોઈના પ્રેમ પ્રસંગો ગમે તેમ ચિતરી મારે, ગમે તેની વાત ગમે તે રીતે મૂકે તેમાં કાંઈ મારો અને તારો શુક્રવાર નહિ વળે. જોને રાજા, મારી જીંદગીની કહાણી લખ. તેમાં ઘણા પૈસા કમાશે. એ જીવનચરિત્ર ગુજરાતીમાં બહાર પાડીશું, તેની કોપી રાઈટના પૈસા કોઈ બુકસેલરને આપશું, તો સીધા આપણને મળી જશે. મદ્રાસી ભાષામાં, બંગાળીમાં, હિંદીમાં, મરાઠીમાં તેના તરજુમા કરાવશું તેના કોપીરાઈટના પૈસા પણ આપણને મળશે. કોઈ છાપાવાળા જોડે ગોઠવણ કરી મારી જીંદગીનું વૃતાંત તેના અંકમાં કટકે કટકે છપાય તેવી ગોઠવણ કરી શકીશું. એ પુસ્તક ઉપરથી ફિલ્મ ઉતારાય તેની પણ વ્યવસ્થા થઈ શકે. મારા જીવનના કેટલાક પ્રસંગોને લઇ, જે જોતાં પ્રેક્ષકો ખુરશી પર ચોંટી જાય તેવા એક બે નહિ પણ ડઝન નાટકો તૈયાર થઈ શકે. અને જોની રાજા, દીકરા ફકીર, એક વર્ષમાં ખાસ્સા પચાસ હજાર રૂપિઆ આપણે ભેગા કરી શકીએ.

આટલું બોલી ફોગટચંદે ટેબલપર એટલા જોરથી મૂઠી મારી કે, શાહીનો ખડીઓ ઢળી પડશે તે બ્હીકથી ટેબલ આગળથી ખુરસી મેં જરા પાછળ ખેંચી લીધી. અને અજાયબીથી તેની સામે જોઈ પૂછ્યું કે "એટલા બધા રૂપિઆ ?"

"હા રાજા, પણ જો ને સાંભળ દીકરા, મારે તને જરા ખાનગી વાત કરવી છે. આપણે જુના દોસ્ત છીએ. તું બહુ લાયક માણસ છે. તો કંઇ નહિ ને હું તારા પર એક મહેરબાની કરૂં છું. મારા એ જીવનચરિત્રની મરાઠી અને બંગાળી આવૃત્તિના કોપીરાઈટ જ હું તને સો રૂપિઆમાં આપી દઉં છું."

"પણ સો રૂપિઆ કહાડવા કયા ચૂલામાંથી ?" મેં કહ્યું. ઠીક ત્યારે, પચાસ રૂપિઆ આપ. તો તને હિંદી કોપી રાઈટ આપું છું."

"અરે પણ ભેંસ ભાગોળે છાશ છાગોળે જેવી વાત કરે છે. હજી તો તારૂં જીવનચરિત્ર લખાય, તે છપાય, લોકોને તે પસંદ પડે, પછી પૈસાની વાતને ?" મેં કહ્યું.

"અરે પૈસા પૈસા શું કરે છે !" ફોગટચંદે ચિડાઈને કહ્યું. "તારામાં મારા જેવી દૂર જોવાની કલ્પનાશક્તિ જ નથી. એક ચીલે ને એક ધરેડ પર લખ્યા કરે છે. કંઇ નવું બિઝનેસ, નવા સાહસો, કંઈ નવી યોજના તારા લખોટા જેવા ભેજામાંથી બહારજ નથી પડતી. જ્યારે મેં તો રાજા, કાંઈ કાંઈ નવું જૂનું કરી નાખ્યું."

હું ગમે તેવો છું પણ ખુરસી ટેબલપર વર્ષોથી બેઠો છું, અને મુંગો મુંગો મારૂં ગાડું ગબડાવ્યા કરૂં છું, મેં કહ્યું.

એવા ગાડા ગબડાવનારા કદી આગળ ન વધે. ફોગટચંદ બોલ્યા. અને થોડી વાર વિચાર કરીને કહ્યું કે "ચાલ બધી વાત જવા દે. મારા જીવનચરિત્રની ચોપડી છાપવાનો બધો કોપીરાઇટ, બધા હક, જુદી જુદી ભાષામાં તેના તરજુમા કરાવવાનો પણ હક, નાટકસિનેમાનો પણ હક જા હું તને પચીસ રૂપિઆમાં આપી દઉં છું."

"નહિ બા. એ સાહસ મારાથી માથે નહિ ઉપડાય. તું પોતેજ તારૂં જીવનચરિત્ર લખી નાખી છપાવી પચાસ હજાર રૂપિઆ મેળવ. હું તેમાં રાજી છું."

"ઠીક, કાંઈ નહિ, તું હમેશ જેવો મૂજીજ મુવો છે." ફોગટચંદે ચિડાઈને કહ્યું; અને ઉભા થતાં, અને મારી ચેમ્બરમાંથી બહાર જતાં ફરીપાછો મારી ખુરસી આગળ આવી બોલ્યો કે "ચાલ દોસ્ત, બીજી બધી વાત જવા દે. મારે કોર્ટમાં જવું છે. માટે પાવલી ઉછીની આપ." મેં પાવલી કાઢી આપી, એ લઈ ફોગટચંદ ગયા તે ગયાજ.

× × × ×

મારા જાની મિત્ર ફોગટચંદ ફડફડિયાનું જીવનચરિત્ર લખવા માટે, તેની અજબ ગજબ અને ચિત્રવિચિત્ર જીવનકથા જાહેર પ્રજા સમક્ષ મૂકવા માટે, કોઈપણ માણસ સૌથી વધુ લાયક હોય તો તે હું છું. ફોગટચંદ અને હું પેલાઓ કહે છે તેમ લંગોટિઆ દોસ્તાર છીએ. ન્હાના હતા ત્યારે એકજ નિશાળમાં જતા. એકજ બાંકડા પર સાથે સાથે બેસી એક બીજાની સ્લેટમાંથી દાખલા અને ડિક્ટેશનની કોપી કરતા. બપોરની છુટીમાં નિશાળની બહાર સાથેજ લાલાનો ભેળ, કે બોરવાળીના બોર લાગ ફાવે તો તફડાવતા. નહિતર બેઉના ખીસામાંની અડધીઓ ભેગી કરી તે વસ્તુ ખરીદતા. ફોગટચંદને નિશાળમાંથી ઝાડુ મળ્યું. એટલે કે તેને ગંભીર તોફાન કરવા માટે નિશાળમાંથી ડિસમિસ કરવામાં આવ્યો, ત્યારે સૌથી દિલગીર તો હું થએલો. મને લાગેલું કે “અફસોસ મારો દોસ્ત ગયો. હવે લખા મે'તાને બોરના ઠળિઆ કોણ મારશે? મોટા માસ્તરની ખુરસીમાં મારી સાથે ટાંકણી ભેરવવા કોણ આવશે? બપોરની છુટી પછી સ્કુલમાંથી પોબારા ભાખવામાં મારી જોડે સાથીદાર કોણ થશે?” એવા એવા વિચારો મને આવેલા.

નિશાળમાંથી જે કારણસર તેને રજા આપવામાં આવી હતી, તેમાં તેણે અજબ કામ કર્યું હતું. અમારી નિશાળની બાજુની પોળમાં વાણિઆઓની ન્યાતિ જમતી હતી, અને પુરુષોના જમી રહ્યા પછી બૈરાંઓની પંગત બેઠી હતી. તે વખતે માથે તુર્કી ટોપી પહેરી બનાવટી દાઢી મૂછ લગાવી, બનાવટી નાક ચોંટાડી, હાથમાં એરગન લઈ, ભડાકા કરતો એ પંગત આગળ પહોંચી ગયો હતો. અને ફક્આગમાં “તુમ લોક કાયકુ ખાનેકુ બેઠા. ચલો ફોજદારસા'બ બુલાતે હૈં; સબ બાઇલોક ઉઠ જાવ.” એમ બૂમ મારી તેણે પેલી એરગનમાંથી ધડાક ભડાક કર્યા હતા. તેની ધામધુમથી બૈરાંઓ બ્હી ગયાં હતાં. કોઈ વિચારમાં પડી ગયાં હતાં. બે ત્રણ જુવાન છોકરીઓ વાડીમાં

બાયડાઓને બોલાવવા ગઇ હતી. આવો ગભરાટનો દેખાવ ફોગટચંદે ઉભો તો કર્યો હતો, પણ તેની પોતાની ભૂલથી તે આબાદ ઝીલાઇ-પકડાઈ ગયો હતો. આટલો બધો વેશ કાઢવા છતાં તેની ચોપડીઓનું દફતર તેના ગળામાં લટકતું રહી ગયું હતું. તે જોઈ બે ત્રણ ચાલાક સ્ત્રીઓ "આ તો કોઈ નિશાળીઓ મશ્કરી કરવા આવ્યો છે." એ સમજી ગઈ હતી. સ્ત્રીઓએ દોડી ફોગટચંદને પકડી લીધો. તેના ખોટા દાઢીમૂછ ખેંચી કાઢયાં, અને જેમ પુરીના લોટને ગુંદે છે તેમ બબ્બે હાથથી બૈરાંઓએ ભેગાં થઇ ફોગટચંદને ધમેડી નાંખ્યો. અને એ બૈરાંએ અમારા હેડમાસ્તરની નાતના નીકળતા ફોગટચંદના પરાક્રમનો વરઘોડો ઠેઠ હેડમાસ્તર આગળ પહોંચાડયો. અને મારા એ જાની દોસ્તને ઉપલો બનાવ બન્યો તેને બીજેજ દિવસે નિશાળમાંથી રૂખસદે પાનદાન મળી ગયું."

× × × ×

ઉપલો બનાવ બન્યા પછી કેટલાક વર્ષો સુધી અમારી મૈત્રીમાં અંતરાય પડયો. હું અમદાવાદથી મુંબઈ વિલ્સન કોલેજમાં અભ્યાસ કરવા આવ્યો, અને મુંબઈ શહેરના જુદાજ વાતાવરણમાં ભમવા લાગ્યો. જ્યારે ફોગટચંદ તેના કવચિત મારાપર આવતા પત્રોપરથી અને અમારા બન્નેની ઓળખાણવાળા કોઈ કોઈ મળી જતા તેમના રિપોર્ટો અને વાતોપરથી, એ મુરબ્બી આ જગતને વિષે રહ્યા છે એમ હું જાણતો. તેઓશ્રી અનેક ઠેકાણે ભમરડાની માફક ભમ્યા કરતા હોય, કોઈ તેને કલકત્તામાં મળતું તો કોઇ વખત એ નામદાર અમારા કોઈ મિત્રને મદ્રાસમાં નજરે પડતા. તેની નાનના એક બે જણાઓએ તેને રંગુનમાં જોએલો. દિલ્હીથી આવેલા મારા એક બે કોલેજીઅન મિત્રો આગ્રા તાજમહાલ જોવા ગએલા, ત્યારે તાજ-મહાલના બાગમાં એ લોકોને ફોગટચંદ મળેલા, અને મારા નામથી પાંચ રૂપિઆ તેમની પાસેથી ઉછીના લઇ ગએલા.

કૉલેજ છોડી હું પત્રકારિત્વના વ્યવસાયમાં સ્થિર થયો, પછી એક દિવસ ઓચિંતો ફોગટચંદ મને પ્લેહાઉસ આગળ મળી ગયેલો. અને અમારો મૈત્રી સંબંધ જ્યાંથી તૂટયો હતો ત્યાંથી પાછો સંધાઇ ગયો. જુની દોસ્તીઓ, જુના સંસ્મરણો બહુ મજબુત હોય છે. તેનું કાંઈ મારા જેવુંજ હતું. મારા ખમીસ અને ડગલા તેને બરાબર ફીટ થતા. એ કારણને લઈને તે મારા અતલગના સમાગમમાં આવવા લાગ્યો.

એ પછી ફોગટચંદ ફરી પાછો અલોપ થઈ ગયો. તે ઉપર જણાવ્યું તેમ મારી ઓફિસમાં આવી પૈસા કમાવાની યોજના મારી આગળ રજુ કરી પાવલી લઈને ગયો. તે બરાબર એક મહિના પછી તેના ખબર અંતર મને મળ્યા.

મારા સ્નેહી વસંતરાય દેસાઈએ એ ખબર આપ્યા હતા. હું અને ફોગટચંદ જ્યારે અમદાવાદ ભણતા હતા; ત્યારે વસંતરાય પણ હમારો સહાધ્યાયી હતો. કલાસમાં હંમેશા પહેલો નંબર રાખતો અને હમારો મોનિટર હતો. એ વખતમાં તેણે તેના વિષે અમારા માસ્તરોએ અને અમે તેના મિત્રોએ જે આશાઓ બાંધી હતી, તે તેણે સારી રીતે પરિપૂર્ણ કરી હતી. અત્યારે હમારો એ દોસ્ત મુંબઈ સરકારના સેક્રેટરીએટમાં સારા હોદ્દાપર છે. સારો પગાર મળે છે, અને ઓફિસમાં તેમના ઉપરીઓ, અને બીજા કામ કરનારાઓમાં તેમનું માન ઘણું છે. વસંતરાય બહુ ભલા છે, અતિભલા કહીએ તો ચાલે. તેમના વિશાળ હૃદયમાં બીજાઓની ચિંતા અને મુશ્કેલી ઘણીવાર સ્થાન લે છે. કેટલીએવાર વસંતરાયે મારી આગળ જાણે તેનો પિતા હોય, તે રીતે અમારા મિત્ર ફોગટચંદ કડકડિઆના ઢંગધડા વગરના જીવન વિષે બળાપો કર્યો છે. પણ જે પ્રસંગની હું વાત કરું છું, તે દિવસે વસંતરાયે આનંદ સાથે ફોગટચંદ જાણે સુધરી ગયો હોય, અને ઠેકાણે પડયો હોય એ ભાવથી મારી આગળ વાત કરી.

"ફોગટચંદની વાત તેં સાંભળી કે ?" વસંતરાયે મને પૂછ્યું
મેં માથું ધુણાવ્યું.

"તે આખરે ઠેકાણે પડયો." એ તેની એક માસીની સાથે વાલકેશ્વર રહેવા ગયો છે. લેમીંગ્ટન રોડ પર પેલા ઈરાનીની હોટેલ આગળ જે મોટા ચાર મકાનો છે તે તેની માશી ગુલાબ શેઠાણીના છે. ગુલાબ શેઠાણી પાસે પુષ્કળ પૈસા છે. મને બહુ આનંદ થાય છે. આપણો એ ચક્રમ દોસ્ત હવે જરૂર સુધરી જશે, અને પોતાનો ધાંધલીઓ સ્વભાવ છોડી જીવનનું નવું પાનું ઉઘાડી, માશીબાની આજ્ઞા પ્રમાણે વર્તી ડાહ્યો ડમરો થઇ એક માણસ બનશે.

વસંતરાયની વાત સાંભળી મને આનંદ તો થયો, પણ તેની સાથે એમ લાગ્યું કે ફોગટચંદ ફડફડિઆ જેવા રોમાંચક જીવન જીવનારા, જીવનને રમતનું મેદાન માનનારા, ધામધુમીઆ યુવાનને એક માલેતુજાર બુઢ્ઢી માશીના તાબેદાર ભાણીઆ થઇને રહેવું પડે, એ તેના જેવા માણસ માટે ઘણી શોચનીય પરિસ્થિતિ હતી. જ્યારે એક અઠવાડિઆ પછી મેં તેને જોયો ત્યારે તેના દિદાર પરથી તેની પ્રત્યેની દયાને લીધે મારા જીગરને ખેદ થયો.

× × × ×

ક્રાફર્ડ માર્કિટ આગળ એક સવારે આઠ વાગે મેં તેને માર્કિટની ફુટપાથરી ઉપર આઠ દશ પોપટ અને કાકા કૌઆઓના પીંજરાની વચ્ચે ઉભેલો જોયો. એના બંને હાથોમાં કેટલાક બંડલો હતા. ફુટપાથની સામેજ એક મોટી લાલ રંગની મોટર ઉભી હતી. તેના ચહેરા ઉપરથી એ ખુબ ખુબ અકળાતો હોય એવો લાગતો હતો. તેણે એ વખતે વેશ એવો તો ભપકાબંધ પહેર્યો હતો કે પહેલાં તો મેં એને ઓળખ્યો નહિ. અમારો ફક્કડ ફોગટચંદ જે અગાઉ મેટે ભાગે હાફ કોટ, ખમીસ ને પાટલુન સાથે, તેમ કોઈ વખત યુરોપીઅન વેશમાં, તો કોઈ વખત વાળવાળી મુસલમાની ટોપીમાં

ફક્કડ લાલાની માફક ફરતો. તે તે દિવસે કોઈના લગ્નના વરઘોડામાં જવાનો હોય, તેમ માથે જરીવાળી સુરતી લાલ ચટકદાર પાઘડી, બંધ કોલરનો કાળો લાંબો આલપાકાનો ડગલો, ખભે ખેસ, મોટી લાલ કિનારનું નાગપુરી ધોતીયું, મોજા અને પગમાં વાર્નિસના બૂટ સાથે ઉભો હતો. એ બૂટ ટાઈટ વધારે હશે તેથી તેને ડંખતા હોય એમ લાગતું, અને પાઘડી વારંવાર જરા ટૂંકી હોવાથી માથા પરથી ખશી જતી અને તેને દાબીને પહેરવી પડતી. હું તેની પાસે ગયો. મારાથી હસવું ખાળી શકાયું નહિ. મેં તેને પૂછ્યું કે " અલ્યા ફોગટ કોના વરઘોડામાં જવાનો છે ? "

માર્કિટના દ્વાર તરફ ડોકી ફેરવી, કટાણું મોં કરી, ડોકી ફેરવતાં માથા પરથી ખસી ગએલી પાઘડીને સીધી દાબીને માથા પર ગોઠવતાં તેણે કહ્યું. " પેલી મારી માશી આ મને પરાણે પહેરાવે છે. "

" પણ દીકરા તને તો હવે મોજ હશે. વાલકેશ્વરના બંગલામાં રહેવાનું, માશી જોડે મોટરમાં ફરવાનું, ભૂલેશ્વર દેવદર્શને જવાનું અને બધા નવા નવા અનુભવો તને મળતા હશે. "

" અરે દીકરા ખાવાનું તો ઠીક છે પણ ખરૂં કહું છું રાજા, કુતરાની જીંદગી થઈ ગઈ છે. ચાલ ચાલ પેલી આવશે તું ચાલી જા, એક તો આપણી કીર્તિ ચોગરદમ ફેલાએલી એટલે આ જુડી મને નજરકેદની માફકજ રાખે છે. "

" ત્યારે દીકરા ફોગટચંદ કોઈ વખત તું મને મળવા આવતો હોય તો મઝા પડે." મેં કહ્યું.

"મને રાતના બહારજ નીકળવા દેવામાં નથી આવતો." ફોગટચંદ નિમાસો નાખી બોલ્યો.

"ત્યારે હું તને મળવા આવું?" મેં પૂછ્યું.

મારો આ પ્રશ્ન સાંભળતાં ગભરાટથી એ બબડયો. તેની સુરતી પાઘડી માથાપરથી પડી ગઈ, તે પાછી બરાબર તેણે માથાપર દાબીને મૂકી, અને બોલ્યો કે "મને મલવા આવવાની વાત ના કરતો રાજા, તું સારો માણસ છે. મારો જુનામાં જુનો દોસ્ત છે, પણ તું મારી માથીને ત્યાં નજરે પડે તો મારી કંઈ પણ આબરૂ ત્યાં રહી છે તે ધૂળમાં મળી જાય. કારણ કે ગુલાબ માથી તારો ચહેરો જોતાંજ તને દુનિયાદારીના માણસ તરિકે ઓળખી કાઢે."

"હું દુનિયાદારીવાળો નથી."

"નથી એ ખરી વાત પણ તારો ચહેરોજ ખંધો લાગે છે." તું વાંકી વાળવાળી ટોપી પહેરે છે, કોટ પાટલુન અને યુરોપીઅન ડ્રેસ પહેરે છે, નાકે ચશ્મા ચઢાવે છે; એટલે તને જોઇને કોઈ પણ સમજી જાય કે તું દુનિયાનો ખાધેલ અને પુરેપુરે ગઠિઓ હશે."

× × × ×

એક દિવસે સેન્ડહર્સ્ટ રોડપર બીજે માળે ભાડે રાખેલા મારા દિવાનખાનામાં હું જતો હતો. ત્યાં નીચે મકાનના ઉંમરા પરજ માળાના ભૈયા માતાદીને મને ખબર આપી કે "સાહેબ આપની ખોલીમાં આપના કોઈ મિત્ર બેઠા છે."

પોસ્ટની ટિકિટ લેવા માટે હું ઓરડીને તાળું માર્યા વગર માત્ર ખમીસભેર નીચે ઉતરેલો, અને ત્યાં અકસ્માત નાકાપર એક મિત્ર મળી જતાં ઈરાનીની હોટેલમાં તેની સાથે ચા અને પાંઉને ઈન્સાફ આપવા બેસી ગએલો; અને વાતમાં ને વાતમાં અડધો કલાક થઈ ગયો.

ભૈયાને મેં પૂછ્યું કે "એ શેઠનું નામ શું છે?"

"કેશરચંદ કરીને કહે છે."

કેશરચંદ નામ સાંભળી હું હજતો અજબ થવાની તૈયારી કરૂં તે પહેલાં ઉપર બીજે માળથી મોટરના ભૂંગળા જેવો કેશરચંદનો

અવાજ સંભળાયો. કે "અરે માતાદીન, બંમમહાદેવ જામફળ અને મીરચી લાયા કયા !"

અમારા માળાનો માતાદીન ભૈયો અગાઉ લશ્કરમાં હતો. અને ત્યાંથી રિટાયર થઈ માળાના શેઠ તેને ઓળખતા હોવાથી અમારા માળાના ચોકીદારોનું તેણે કામ ઉપાડયું હતું, પણ સાફપાંસકની ભરતીએ આવેલો ભૈયો થયા છતાં પણ તેનો લશ્કરી દોરદમામ અને ઠસ્સો ઓછાં થયાં ન્હોતાં. પોતાની મૂછને વાંકડીજ રાખતો. મિલિટરી હમેંજ હંમેશાં સલામ કરતો અને કોઇને તુંકારે બોલાવતો નહીં, તેમ કોઈનો તુંકારો સહન પણ કરતો નહી. તેને ફોગટચંદ ઉપરથી આ રીતે છુટ લઇ "બંમ મહાદેવ" એમ સંબોધન કર્યું એટલે મને લાગ્યું કે જરૂર કંઇ ધરતિકંપ થવાનો. માતાદીનનો મિજાજ જવાનો, અને ફોગટચંદને કંઇક સાંભળવું પડવાનું તેને બદલે 'અભીલાયા સાબ' એમ નરમાશથી માતાદીનને પ્રત્યુત્તર આપતાં સાંભળી હું અજાયબીમાં ગરકાવ થઇ ગયો.

માતાદીન બજારમાં જામફળ અને મરચાં લેવા ગયો. અને હું બબ્બે પગથિયાં કુદતો મારા દીવાનખાનામાં પહોંચ્યો ત્યાંતો દીવાનખાનું પક્ષીઓનો સમુદ્ર હોય એમ લાગ્યું. પોપટ, મેના, અને કાકાકૌઆઓના અસંખ્ય પાંજરાઓનું ત્યાં જાણે પ્રદર્શન ભર્યું ન હોય! એમ લાગવા માંડયું. જરા નજદીક જતાં એ પાંજરાંઓની સંખ્યા માત્ર છની લાગી એવી પ્રતીતિ થઇ.

ઓરડામાં ચારે બાજુ પાંજરાઓ મૂકી દેવામાં આવ્યાં હતાં. એક બાજુ મારી ચોપડીના કબાટપર, બીજું અભરાઈપર, ત્રીજું પાણીઆરા આગળ એમ મૂકવામાં આવ્યાં હતાં.

બધા પોપટો અને કાકાકૌઆઓ જાતજાતના અવાજ કરી રહ્યા હતા. અને ફોગટચંદ તેમના મુગ્ધ પ્રેમમાં લ્હેરથી ડોલી રહ્યા હતા. "ચુપ રહો" તેણે પેલા પક્ષીઓ તરફ નજર તાણી કહ્યું. અને એક

એક પક્ષી તેના પાંજરામાં મૂગું મંતર થઈ ગયું. ફોગટચંદમાં મેં જોયું કે માતાદીન જેવા ભિખારીઓથી માંડીને પશુ પક્ષી ઉપર મેસ્મેરીઝમ કરવાની અદ્‌ભૂત શક્તિ હતી. મને જોતાંજ ફોગટચંદે કહ્યું કે "મેં મુલુન્દમાં એક નાનકડો બંગલો ભાડે રાખ્યો છે, અને થોડીવારમાં ત્યાંજ જાઉં છું.

"તું મુલુન્દજ રહેવાનો છે?"

"હા."

"તો તારી માસીનું શું?"

"મેં તેનો ત્યાગ કર્યો છે." ફોગટચંદ રૂઆબથી બોલ્યા. જીંદગી આપણા માટે છે. માસીના ગુલામ બનવા માટે નહિ. પછી ભલેને માસી ગમે તેટલી માલેતુજાર હોય. મને લાગ્યું કે જો મારે દોલત મેળવવી હોય, પૈસા કમાવા હોય, તો વાલકેશ્વરની મારી નજર કેદમાંથી નાસેજ છૂટકો.

"કંઈક નવું જુનું કર્યું હશે દીકરા!"

"હા. માસીએ મને કહ્યું કે તારું કાળું કર." બસ એ અપમાનથી જેમ નાટકમાં કેટલાયે રાજકુમારો નવી માના પગલાથી રાજપાટ છોડી જંગલમાં ચાલી જાય છે, એમ તરતજ હું તેનાં બધાં લુગડાં લત્તાં ત્યાંજ ફેંકી જમવાનો ટાઈમ થઈ ગયો હતો છતાં રસોડામાં જવાની પરવા કર્યા વગર નીકળી આવ્યો. અમે વાતો કરતા હતા ત્યાં માતાદીન જમરૂખ અને મરચાં લઈને આવ્યો અને જાણે ફોગટચંદનો નોકર હોય એમ કરીને એકેએક પક્ષીને જમરૂખ અને મરચાં આપ્યાં. ફોગટચંદની આ પ્રમાણે એટલી ફરજ બજાવી માતાદીન નીચે ગયો. ત્યારે ફોગટચંદે કહ્યું કે "તારો આ ભૈયો. મને પૂજે છે. તેની એક બબી તો લખનૌની એક જાણીતી ગાનારી છે. અને તેની એક કાળી ડિબીમાં તંબોલખ છે."

"આ બધી વાતો ભયાએ મને કદી નથી કરી" મેં કહ્યું.

"બંદા ક્યાં ક્યાં ફરેલા છે તે તને ક્યાં ખબર છે. હું લખનૌ અને દિલ્હી જઈ આવ્યો છું. આ માતાદીને જ તેની ટાકી પાસે મને પાન અપાવેલું. એ લશ્કરમાં સિપાઇ હતો."

"હા. એ બધી વાત ખરી પણ વાઘરીની માફક બધા પક્ષીઓ શા માટે ભેગાં કર્યાં છે?"

"અરે જોની રાજા! હું પક્ષીઓમાંથી મહિને હજાર રુપિઆ પેદા કરવાનો છું. પોપટ પાઠશાળા, મેના મંદિર, કાકાકૌઆ કૉલેજ ખોલવાનો છું."

શું? શું? શું? મેં પૂછ્યું.

"અરે ખાસ તાલિમ આપેલા પોપટો તૈયાર કરવા માંગું છું."

"શું કહ્યું?" મેં પૂછ્યું.

"હું પોપટો તૈયાર કરવા માગું છું." પોપટ મેના અને કાકાકૌઆઓને કેળવી લોકોને છક્ક કરી નાખવાનો મારો વિચાર છે. આજે ગુજરાતભરમાં પોપટ પાળનારાઓને કોઇ મોટામાં મોટી આપદા હોય તો તે પોપટોને કેમ શીખવવું તેની હોય છે. ઘણા પોપટના પાંજરાવાળાઓને ત્યાં ઘરધણીની ગેરહાજરીમાં તોફાની છોકરાઓ અને લુચ્ચા રામાઓ પોપટોને ગાળો દેતાં શીખવે છે, અને ઘરધણી પોપટ પાછળ દરરોજ સવારે કલાક બે કલાક ન ગાળે તો પોપટ માત્ર બિલાડીના અવાજની નકલ કરતાં યાતો ઘરમાં ધણિઆણી લડતાં હોય તે વખતના કજીઆના શબ્દો મોઢે કરી લે છે. એક જણાને ત્યાં "મેર મૂવા" એ શબ્દ બોલતો પોપટ મેં મારી સગી આંખે નિહાળ્યો. અને તેથી દરેક વર્ગ, જાત અને કોમને માફક આવે એવી રીતના પોપટો હું તૈયાર કરવા માગું છું. હિંદુ ઘરોમાં પોપટ સંસ્કૃત શ્લોકો બોલે, રામ કૃષ્ણના નામ લે, મુસ્લીમ ઘરોમાં અલ્લાહો અકબર; અને સલામ આલેકુમ બોલે, તથા હઈ બરી મઝદો માય તેવા પોપટો મારે તૈયાર કરવા છે. પારસી ઘરે માટે

પોપટોને હું ખાસ પારસી શબ્દ પ્રયોગો શીખવીશ "ચાલોજી, સાહેબજી, આવો માંય, કેમ બાવા સારી કાની" એ શીખવીશ. ઉપરાંત કે ખાસ પોપટોને નાટક સિનેમામાં કામ કરી શકે તેવી જાતની ખાસ તાલિમ આપવાનો મારો ખાસ ઇરાદો છે. હિંચકા પર હિંચકા ચડાવી કે ફેરવી શકે. સરકસના ખેલાડીની માફક ફુટ-બોલ પર કુદી શકે અને ધાતુની નાનકડી તોપને જામગરી લગાડી ફોડી શકે એવા પોપટો મારે ગુજરાતમાં ઉત્પન્ન કરવા છે. એક વખત મારી આ પોપટોની કળા જાહેરમાં આવશે તો થોડા સમયમાં લાખો રૂપિઆ ઉત્પન્ન થશે. "પોપટ લેવો તો ફોગટચંદના કૉલેજનો જ લેવો."

× × × ×

"અત્યારે તો હાલ તુરત આ ચાર પોપટ, એક કાકાકૌઆ અને એક મેનાને તૈયાર કરવા માંગું છું અને તે તૈયાર થઈ જશે તે પછી તેના વેચાણમાંથી જે કંઈ પૈસા આવશે તેમાંથી બીજા પોપટો અને પક્ષીઓ વેચાતા લેવાનો મારો વિચાર છે. આ બધાને 'મઝુર, સઝુર' મેં કહ્યું કારણ કે ફોગટચંદની વાત સાંભળી મારૂ મગજ ચકર ચકર ફરવા લાગ્યું હતું. આખા મુંબઈમાં ચારે બાજુ દરેક દરેક ઘરની બારીએ વાલ્કેશ્વરના બંગલાઓથી માંડીને છેક ભુલેશ્વરની ટોકામેડીમાં દુકાને, મંદિરે અને જાહેર સ્થળોએ પોપટો ઉગસઇ જતા હોય એવું ચિત્ર મારા મગજમાં ખડુ થયું. પણ ત્યાં તો મારી વ્યવહાર બુદ્ધિ વચમાં આવી, મેં ફોગટચંદને પૂછ્યું. "આ બધા પોપટો વેચશો ક્યાં ?"

"અલબત્ત, હું વેચી શકીશ. તને ખબર ક્યાં છે. આજકાલ મુંબઈમાં પોપટો અને એવા બીજા પાળી શકાય એવા પક્ષીઓની માગ જબરજસ્ત છે, અને એ માગણી તો એટલી બધી મોટી થશે કે તેને પુરી પાડવા મારી પાસે પુરતો માલ નહિ હોય. હું એમ

કહેવા માગું છું કે પુરતા પોપટ નહિં હોય. બહુ બીતાં બીતાં ગણત્રી કરૂં છું તો પણ હું ધારૂં છું કે એક વર્ષમાં ખાસ્સા પાંચ હજાર પોપટો હું વેચી શકીશ."

× × ×

"અહો એટલું બધું! મારાથી અજાયબીથી ઉદ્‌ગાર નીકળી પડયો."

"અરે વાહ! શું કરે છે રાજા!" ફોગટચંદ બેખ્યારો મારી બોલ્યા.

જ્યારે મારી પોપટ કૉલેજ બરાબર લાઈન પર આવી જશે ત્યારે મારા હાથ નીચે મારે ડઝન જેટલા તો મદદનીશ રાખવા જોઈશે. અને ત્યાર પછી એજ સ્થિતિએ પહોંચ્યા પછી મુંબઈના માલેતુજારોને એ બાબતમાં હું પકડવાનો છું. મારૂ સ્વપ્ન તો એ છે કે મુંબઈના કોઈ પરામાં મોટી વિશાળ જગ્યા લઈ ત્યાં પોપટો માટે એક જબરજસ્ત કૉલેજ ઉઘાડવી. એમાં જુદા જુદા કલાસો હોય અને દરેક કલાસમાં જુદો જુદો અભ્યાસક્રમ ગોઠવી રાખવામાં આવેલો હોય. દરેક એસિસ્ટંટના હાથ નીચે ચોક્કસ સંખ્યામાં પોપટો તાલીમ લેતા હોય, અને હું તો એ કૉલેજના પ્રિન્સીપાલ તરીકે, કૉલેજમાં દેખરેખ રાખું. અને એક વખત આ મારી યોજના પગભર થઇ આગળ ધપશે એટલે મારે બીજું કશું કરવાનું નહીં રહે. ફક્ત મારી ઓફિસમાં એક મોટા ટેબલની પાસે બેસી હું માત્ર ચેકો પર સહિ કરીશ, રાજા."

"અરે વાહરે! ફોગટચંદ, તારી યોજના તો કંઇ અજબ છે!"

મેં કહ્યું–પણ મારા મનમાં ઊંડા ઊંડા એની ખોપરીના સમતોલપણા વિષે ધીમેધીમે વ્હેમનો સંચાર થવા લાગ્યો. મારા મુખ પરનો શંકાશીલ ભાવ એ કળી ગયો.

એટલે બોલ્યો કે "ફીકર નહિ કરને રાજા, એકલા મુંબઈ ઈલાકાનેજ હું પકડી રાખવાનો નથી, પણ હિંદના બીજા પ્રાંતોમાં

પણ પોપટો નિકાશ કરવાનો મારો ઇરાદો છે. મારી ખાત્રી છે કે બંગાળથી મને ઘણા ઓર્ડરો મળશે. હું હિંદમાં બધે ફરી આવ્યો છું. અને મેં જોયું છે કે આપણી ગુજરાતણો કોઇકજ પોપટ પાળે છે પરંતુ બંગાળમાં ઘેર ઘેર પોપટ મેના કે કાકાકૌવા હોય છે. બંગાળમાં પડદો બહુ સખત હોય છે. આપણા ગુજરાત અને કાઠિઆવાડની માફક બૈરાંઓ છૂટથી હરી ફરી શકતાં નથી, તેથી આ બંગાળી અબળાનો આધાર પોપટ હોય છે. બંગાળી બાબુઓ ઑફિસમાં જઈ વૈતરૂં કરે અને સાંજે કલબમાં, નાચમુજરામાં જાય, અને બંગાળની સ્ત્રીઓ પોપટની જોડે વાર્તાલાપ કરે, વખત વિતાડે. અલ્હાબાદ, દિલ્હી, અને લાહોરમાં પણ પોપટ પાળવાનો લોકોને શોખ ઉત્તરોત્તર વધતોજ જાય છે. મહારાષ્ટ્ર, મદ્રાસ, ત્યાં પણ પોપટોનો શોખ ફેલાવી શકાય. વળી સરકસને લાયક પોપટો હું તૈયાર કરીશ. તેની મદદથી ઇલાકામાં તો શું પણ દેશભરમાં પોપટના મદારીઓ પેદા થશે, અત્યારે મદારીઓ માત્ર સાપ, રીંછ અને કોઈ કોઈ દાખલામાં બકરાંઓને કેળવી રસ્તામાં તેના ખેલ કરી પેટ જોગુ મેળવી લે છે પણ કોઈ મદારી મારી કૉલેજના પોપટ ગ્રેજ્યુએટોને ખરીદી યોગ્ય જાહેરાત કરી, યુરોપ અમેરીકાની ફેશનથી કોઈ ઠેકાણે, પોપટના બરનું પડદા વિંગ વાળુ નાનકડું સ્ટેજ ઉભું કરી, પોપટ, મેનાં અને કાકા કૌવાના ખેલો કરશે તો તેને ત્યાં રૂપિયાનો વરસાદ વરસશે રાજા ! જેની દીકરા, મારો આશય એ છે કે આ પોપટનો વેપાર એક હાથ કરવો, અમેરિકા, આફ્રિકા અને ખુદ ઈંગ્લાંડ પણ, જેને જોઈએ તેને પોપટો પુરા પાડવા. અને એવો વખત આખા દેશમાં આણવો કે પોપટનું નામ લેતાં ફોગટચંદ અને ફોગટચંદનું નામ લેતાં પોપટનું નામ યાદ આવે. જેમ મોટરોનું નામ લેતાં ફોર્ડ અને ફોર્ડનું નામ લેતાં મોટરોનું નામ યાદ આવે. દિકરા, તું જરા થોડી થાપણ રોકે તો તારો બી તેમાં થોડોક ભાગ રાખું."

"નહીં મહેરબાની રાખોજી બસ છે. ભાગ નહીં જોઇએ."

"ઠીક, જેવી તારી મરજી પણ યાદ રાખજે કે મોટાંસાહસો,
નાની યોજનામાંથીજ થાય છે. મુંબઈનો અત્યારનો એક લાખોપતિ
ચોપાટી ઉપર ચણા મમરા વેચતો. એ ભેળ અને ચણા કે મમરા
વેચી, તેણે આજે મુંબઈમાં ચારમાળા બંધાવ્યા છે. આટલું બોલી
તેણે મારી ઘડિઆળ તરફ નજર કરી અને પૂછ્યું કે દીકરા ઘડિ
આળ બરાબર છે કે ?"

"કેમ શું છે ? અરે, મારે સાડા પાંચે મુકુંદની ગાડી
પકડવી છે." અને હું તેને રોકુ તે પહેલાં તો ભૈયા માતાદીન
મારફત વિક્ટોરીયા બોલાવી, તેમાં પેલાં છ એ પાંજરાં ગોઠવાવી
મારૂં એક ખમીસ, ધોતીયું અને ટુવાલ પોતા માટે માગી લઇ
ફોગટચંદ નીચે ગયા. વિક્ટોરીયામાં સ્વાર થયા અને બોરીવલી સ્ટેશન
તરફ ઉપડી ગયા.

× × × ×

ઉપલા બનાવને છ અઠવાડિયાં વિત્યા હશે ત્યાં મુકુંદથી ફોગ
ટચંદનો મારા ઉપર તાર આવ્યો. એ તાર તેણે જાણે બહુ દુઃખ
હૃદયે લખ્યો હતો તે જાણે ભયંકર આફતના બોજા નીચે ચગદા
ગયો હોય, તેવી ભાષામાં તેમાં લખ્યું હતું કે—

"દોસ, જલ્દી મુકુંદ આવ. જીવન અને મરણનો સવાલ
મામલો ગંભીર છે. જો આ અણીને વખતે મને મદદ ન આપતો.

ફોગટચંદનો દિલભેદક તાર આવતાં બીજાં બધાં કામ પડતાં
મુકી, હું સીધો બોરીબંદર સ્ટેશને દોડયો. અને મુકુન્દની ટિકિટ કઢાવી

મુકુન્દના સ્ટેશને ઉતરી બહુ મહેનતથી મેં ફોગટચંદ
મકાનમાં રહેતા હતા તે મકાન શોધી કાઢયું. સ્ટે ઘણે દૂર
એ આવ્યું હતું. બેઠી બાંધણીમાં બંગલાના આ પણ
બંગલો બિસ્માર હાલતમાં આવી ગયેલો હોય આનો હતો
તેનું નામ 'પક્ષીવિલા' હતું. ફરતું બંગ મને

ખ્યાલ આવ્યો કે આ એજ મકાન છે જે ભવિષ્યમાં ફોગટચંદ ફડ-ફડિઆની જગમશહુર કોલેજનું કેન્દ્ર બનશે અને હિંદભરમાં દરેકે દરેક પોપટ પર પ્રીતિ રાખનારા માનવીઓનું યાત્રાધામ બનશે. એ બધાં મારાં કલ્પનાનાં ચિત્રો અને સામે ઉભેલું મુફલીસ મકાન, એ બે વચ્ચેનું અંતર મને સાલતું હતું.

ફોગટચંદનું ઘર મને જે સરળતાથી મુલુન્દ ગામમાં મળી ગયું તે પરથી મને લાગ્યું કે તે નવાપરામાં મી. ફડફડિઆએ ઘણા થોડા વખતમાં નામના, લોકપ્રિયતા, મેળવી હશે. અને નહીંતર પોતાનું નામ જરૂર જાણીતું કર્યું હશે. કારણ કે મુલુન્દ સ્ટેશનના સ્ટાફથી માંડીને રસ્તે ચાલતાં મજુર જેને મેં ફડફડિઆ માટે પૂછ્યું તે બધાએ તેનું નામ સાંભળતાં એક આંખ મીંચી જરા મોઢું વાંકું કરી જવાબ આપ્યો હતો.

કંપાઉન્ડ વટાવી હું ફોગટચંદના ઘર આગળ ગયો. બહારના હોલનું બારણું બંધ હતું. તેને મુઠીઓ મારી ખખડાવ્યું. કંઈ પણ જવાબ મળ્યો નહિ. એક મિનિટ સુધી બારણાને મેં ખખડાવ્યાજ કર્યું. વચમાં દાઝ ચડી એટલે બે હાથની મુઠીઓ વાળી જાણે ઢોલકું વગાડતો હોઉં તેમ બારણા પર ટકોરા માર્યા પણ અંદરથી કશો જવાબ મળ્યો નહિ. એટલે ફોગટચંદ બહાર ગયો હશે એમ ધારી, હું સ્ટેશન પર પાછો ફરવાનો વિચાર કરતો હતો ત્યાં બારણું એચિંતુ ઉઘડયું અને ફોગટચંદની મૂર્તિનાં દર્શન થયાં.

"માફ કરજે રાજા, મને ખબર નહિં કે તું આવ્યો છે. જોની, વાત એમ છે કે ગામનો મોદી અરજણ રામજી વારેઘડીએ ઘેર ઉઘ-રાણીમાં પંદર ધક્કા ખાય છે. એટલે એવા માગનારાઓરૂપી મગન-રાંઓની પીડા ટાળવા મારે મુખ્ય દ્વાર બંધ રાખવું પડે છે.

"હું તારી મુશ્કેલી સમજી શકું છું."

મને પોતાને હોલમાં લઈ જતાં એક ઉંડો નિસાસો ખાતાં ફેગટચંદે કહ્યું કે " એક પાંચ રૂપેડીનો માલ આપ્યો છે તેની ઉઘરાણી કરવા એ દુષ્ટ દાણાવાળો સવાર, બપોર અને સાંઝ ત્રણ ત્રણ વખત મારે ઘેર ધક્કા ખાય છે. ખરૂં કહું તો રાજા, આપણા લોકોને સાહસીકોની કદર નથી. મુકુન્દ ગામની વચ્ચે રહી, હું, એ ગામમાં એક નવી યોજના પગભર કરવાના પ્લાન ઘડી રહ્યો છું. મારી પંખી કૉલેજ પગભર થતાં આ ગામનેજ નામના મળે એમ છે. અને મારી યોજના સફળ થાય અને હું પૈસા કમાઉં તો મુકુન્દ ગામના રહેવાસીઓનેજ લાભ છે પણ આ લોકને કદર નથી. જે માણસ તેમનો ઉદ્ધાર કરવા તેમની વચ્ચે આવીને રહેલો છે તેમનેજ બટકાં ભરવા આ ટૂંક ભડોળીઆ દુકાનદારો અને વેપારીઓ તૈયાર થયા છે. હું આવી જાતના માગનારાઓને લોહીસુઆ ગણું છું. હું તેમની પાસે એટલુંજ માગું છું કે મારા પર જરા વિશ્વાસ રાખે, મારી યોજના તરફ જરા દિલસોજી બતાવે, જરા બાંધછોડની અને આપલેની ભાવનાથી કામ કરે. એ લોકો હિસાબ પેટે મારી પાસે પૈસા માગે છે. હું કેવી મુશ્કેલીમાં મૂકાયો છું તે આ ગામના માણસો જરા પણ સમજતા નથી. હાલ તુરત હું તેમને પૈસા આપી શકું તેમ નથી. એ લોક જરા ધીરજ ધરે અને મને મારી યોજના પાર પાડવા દે તો તેમની લેણી રકમ પાંચગણી ચૂકવી શકું તેમ છું. તે આ લોકો સમજતા નથી. હજી મારી યોજના પગભર થઈ નથી. મેં અરજણ રામજીને ઘણુંય સમજાવ્યું. તેની સાથે દલિલ કરી કે જો રાજા હું ઘણા કામના બોજા નીચે દબાયેલો માણસ છું. અડધા ડઝન પોપટ, મેના અને કાકાકૌઆને નાટકના સ્ટેજ માટે તૈયાર કરી રહ્યો છું. એ પક્ષીઓ પાછળ હું મારૂં બધું ધ્યાન આપી રહ્યો છું; ત્યાં હિસાબ માગવા આવી એ લોક મારૂં મગજ બગાડી નાખે છે. આપણા લોકોમાં આ જાતની જીવનદૃષ્ટિ ત્યાં કદી પણ કોઈ સાહસ ફાવે નહિ. એવા સંજોગોમાં

દી પણ દોલત એકઠી થઈ શકે નહિ. કોઈ માણસ નવું સાહસ ઉપાડે ત્યારે માલ વસ્તુ અને જે કંઈ જોઈએ તે ઉધાર આપી એવા સાહસીકને તેના નવા સાહસને ટેકો આપનારા આપણામાં છેજ ક્યાં? આ લોકો આખો દિવસ મારે ત્યાં આવી મને કંટાળો આપે છે એટલુંજ નહિ બસ, સ્ટેશનના પ્લેટફોર્મ પર કે રસ્તામાં જ્યાં બી નજરે પડું ત્યાં મારી સાથે આવી ઉઘરાણીની વાત કરે છે. આવી સ્થિતિ કેટલી ભયંકર છે તેની તુંજ કલ્પના કરી લે રાજા, નવું કામ માથે ઉપાડયું ત્યાં ગામના લોકોજ જંપવા ન દે અને તે છેલ્લું શું બન્યું તે તને કંઈ ખબર છે કે?"

"શું બન્યું છે?"

"પેલા પોપટો."

"શું ઉડી ગયા?"

"ઉડી નથી ગયા, ઉડવા કરતાં પણ વધારે માઠો બનાવ બન્યો. મારા ઘરવાળા પારસીએ તેના ચઢી ગયેલાં ભાડા પેટે એ પોપટો જામીનગીરી તરીકે મારા ઘરમાંથી તફડાવ્યા છે. તું મારી વાત સમજ્યો કે રાજા! મારા ધંધાનું સ્ટોક એ ચોરી ગયો છે. મારી વરકયાગતને બાંધી લીધી છે. અને આ જાતનું વર્તન ચલાવી, આ દુષ્ટ મકાનવાળાઓ મારા નવા સાહસ અને મારી નવી યોજનાને શરૂઆતમાં લંગડુ કરી નાખ્યું છે. આના કરતાં વધારે નીચ અને ખરાબ વર્તન તેં ક્યાંઈ સાંભળ્યું છે કે?"

"પણ તું નિયમિત ભાડું તો આપતો હતો ને?" મેં પૂછ્યું.

"અરે હા, દર મહિને નિયમિત ભાડૂ આપવાનું મેં કબુલ કરેલું પણ એક બે મહિના ચઢી ગયું તેમાં શું થઈ ગયું! સમજ્યોને રાજા, મારા જેવો એક માણસ જેણે હિંદભરના પોપટોને કેળવી નાંખવાની જંગી યોજના હાથમાં ધરી હોય તે આ તુચ્છ ભાડા જેવી વાત પર ક્યાંથી લક્ષ આપી શકે."

“ જોની આ બધી વાત મેં મારા મકાનવાળાને સમજાવી પણ એમની જડ ખોપરીમાં એ વાત ઉતરીજ નહિ ત્યારે મારે તને તાર કરવો પડયો. ”

“ એમ કે ? ” મારાથી ઉદ્દગાર નીકળી ગયો અને થોડી પળો સુધી અમારા બન્ને વચ્ચે અર્થસૂચક રીતે ચુપકીદીનું વાતાવરણ છવાઈ રહ્યું. ”

“ મેં ધાર્યું કે, “ ફોગટચંદે કહ્યું. “ જેની પાસે પૈસા માગી શકાય એવા કોઈ માણસનું નામ તું સૂચવી શકશે અને તેથી તને તાર કરીને બોલાવ્યો. ” ઉપલા શબ્દો ફોગટચંદ સહજ રીતે બોલ્યા હતા. પણ એ બોલતી વખતે તેમની આંખો મારા તરફ તકાયેલી રહી હતી અને એ આંખોની નેમમાંથી દૂર થવા હું તો એક ગુનેગાર માણસ હોઉં એવા ભાવથી મ્હોં ફેરવી લેતો હતો. એ માટે મારી આર્થિક સ્થિતિ જરા નબળી પડી ગયેલી હતી, અને મુકુન્દ આવવાને આગલે દિવસેજ એક ઘોડા પર બેટિંગ લગાવતા અને ધાર્યા પ્રમાણે તે વિન નહિ આવતાં મારા પચીસ રૂપિઆ પાણીમાં ગયા હતા અને તેથી ફોગટચંદને બીજા કોની સાથે વળગાડી દેવા એ વિષે હું ગંભીરતાથી વિચાર કરી રહ્યો હતો ત્યાં મને એક નામ યાદ આવ્યું. અને મેં બુમ મારી કે “ વસંતરાય દેસાઈ પાસે માગ. ”

“ વસંતરાય દેસાઈ ! ” ફોગટચંદે પડઘો પાડયો જેમ સૂર્યના તાપથી બરફ ઓગળી જાય, અરૂણનો ઉદય થતાં રાત્રિનો અંધકાર ઓસરી જઈ ચારે બાજુ પ્રકાશ જામે તેમ વસંતરાયનું નામ સાંભળી ફોગટચંદના ગ્લાન વદન પર હાસ્યનાં અજવાળાં ઉઠયાં. તેણે મારા ખભાપર ધપ્પો મારી કહ્યું. “ આબાદ માણસ બતાવ્યો શાબાશ અજબ જેવું તો એ છે કે બે ત્રણ દિવસથી કોને પકડું તેનો વિચાર કરું છું પણ કોઇ માણસ દેખાતુંજ નથી. તારી વાત બરાબર

છે. વસંતરાય છે ઉમદા જીગરનો માણસ. આપણી સાથે સ્કુલમાં ભણતો. મુંબાઈ સેક્રેટરીએટમાં સારા પગારથી નોકરી પર છે. પાંચ પચાસ આપવા તેને મન કંઈ હિસાબ નથી. આવા અમલદારો પુષ્કળ પૈસા પેદા કરે છે. જાહેર પ્રજાનો પૈસો ગમે તેટલો તફડાવતા હશે. જો રાજા, મારૂં માન, વળતી ટ્રેનમાં પાછો મુંબાઈ જા, બોરી-બંદર ઉતરી સીધો વિક્ટોરીયા કરી સેક્રેટરીએટમાં પહોંચી જા અને વસંતરાય દેસાઈને બાજુ પર બોલાવી તેના કાનમાં મારી મુશ્કેલીની વાત કર અને પચાસ રૂપિયા તેની પાસેથી માગી લાવ. જેથી ભવિષ્યની પોપટ કોલેજનો માલમસાલો અને મૂડી જેવો સ્ટોક જે કહો તે બધું દુષ્ટ ઘરવાળાના હાથમાં પડ્યું છે તે છોડાવી શકાય.

ફોગટચંદને ઘેરથી નીકળી હું વળતી ટ્રેનમાં મુંબઇ આવ્યો. અને બોરીબંદરે ઉતરી વિક્ટોરીયા કરી સીધો સેક્રેટરીએટમાં વસંતરાય આગળ પહોંચી ગયો. મારી તો ખાત્રી હતી કે વસંતરાય ના નહી પાડે. અને ખરેખર તેણે મિત્ર ધર્મ આબાદ પાળ્યો. જરા પણ બબ-ડાટ કર્યા વગર એણે પચાસ રૂપિયા કાઢી આપ્યા એટલુંજ નહી પણ તે હસીને ઉલટથી મને આપ્યા. નિશાળમાં હતો ત્યારથીજ વસંતરાય અદ્ભુત દયાળુ હતો. દર શનિવારે કુતરાને રોટલા નાંખતો, રસ્તામાં તે કોઈ ભૂખી ગાય મળે તો તેને ઘાસ લઈ ખવાડતો, મંદિરે જતો અને ત્યાં સાધુ બાવા અને ભીખારડાને પૈ પૈ આપી નવાજતો. અને સરકારી અમલદાર બન્યા પછી અને સારી સ્થિતિએ આવ્યા પછી તેનો ઉદાર સ્વભાવ તેણે છોડયો ન્હોતો. હોસ્પિટલો, કેળવ-ણીની સંસ્થાઓ, નાનનાં ફંડો કોઇ પણ જાતની પરોપકારી ચળ-વળોના મદદ કરનારાઓના લીસ્ટમાં વસંતરાયનું નામ હંમેશાં આવ-તું. તેની પાસેથી વારંવાર લાભ ખાનારાતેના કેટલાક મિત્રો તેની કર્ણુંદ્રેનેશ્વરીની સાથે સરખામણી કરતા.

મારી વાત વસંતરાયે સરકારી અમલદારો જેમ કોઈ અતિ મહત્વની વાત કે કોઈ અરજદારની અરજી ગંભીરતાથી સાંભળે તેમ શીરાઆંશ ડાચું કરી, અમારા મિત્ર ફોગટચંદ ફડફડિઆ અને તેની આર્થિક આપત્તિની વાત ધ્યાનથી સાંભળી અને હજી તો મારી વાત પૂરી થઈ ન્હોતી તે પહેલાં ખીસામાંથી પાકીટ કાઢી દસદસના પાંચ નોટોના ટૂકડા તેણે મારા હાથમાં મૂકયા. ફોગટચંદ ફડફડિઆની આપત્તિથી તેને ઘણું લાગી આવ્યું હોય એમ જણાયું.

"બહુજ ખરાબ." નિસાસો નાંખી વસંતરાય મારા તરફ જોઈને બોલ્યા. "શું ત્યારે આપણા ફોગટચંદે પોપટ કેળવવાની યોજના ઉપાડી છે ? જ્યારે તે આપણો મિત્ર હરીકામ થઈ એક નવી યોજના ઉપાડી દુનિયામાં કંઈ કામ કરી બતાવવા માગે છે ત્યારે શરૂઆતમાંજ તેને આવી આર્થિક મુશ્કેલીઓથી પીડાવું પડે એ ઠીક નહિ આપણે તેના મિત્રોએ તેને માટે વ્યવ્હારૂ પગલાં ભરવાં જોઈએ આ પચાસ રૂપિયા ઉછીના આપવાથી ફોગટચંદની સ્થિતિ હંમેશ માટે સુધરી શકે એમ નથી.

"આ પચાસ રૂપિયા તમે ઉછીના ગણતા હો તો તેમાં તમારી જરા ભૂલ થાય છે." મેં વસંતરાય તરફ જોઈ અર્થસૂચક હસી જવાબ આપ્યો. પણ એ ભલા માણસને ફોગટચંદની આર્થિક મુશ્કેલીથી એટલું બધું લાગી આવ્યું હતું કે ફોગટચંદને મૂડીની જરૂર છે. પુરતી થાપણ મૂડી વગર કોઈ પણ સાહસ માથે ઉપાડી શકાય નહિ.

"ફોગટચંદ પણ એજ વિચાર ધરાવે છે. અને મુકુન્દ મામનો ફોગટચંદનો મોદી અને ઘરવાળો પણ એજ મૂડીની અગત્ય પીછાને છે."

જાણે કોઈ ગંભીર રાજદ્વારી વિષય વિષે અભિપ્રાય આપતા હોય તેમ ભરાં ચડાવી કપાળપર કરચલી પાડી વસંતરાય ગંભીર સ્વરે બોલ્યા કે [illegible] સાહસ માટે શરૂઆતમાં થાપણની જરૂર રહેલી છે [illegible] ! મિત્ર ફોગટચંદ ફડફડિઆ માટે મૂડી કેવી રીતે [illegible]

'એકાદી એંક લૂંટીએ' મેં સૂચના કરી.

"છટ્છટ્ એવી વાત નહિ કરીએ. અને તે પણ સરકારી ઓફિસમાં! મને એક પ્લાન આબાદ સુઝયો છે. હું આજે રાત્રે વાકેશ્વર ફોગટચંદની માશીને બંગલે મળવા જવા માગું છું."

મેં કહ્યું—"પણ વસંતરાય, તમને એક વાતની યાદ આપું કે ફોગટચંદ એની માશીને આંખના કણા જેવા ખુંચે છે, માશી ભાણેજનો સંબંધ બગડયો છે. મને તો લાગે છે કે તમારો ફેરો ફોગટ જશે."

"કદાચ માશી ભાણેજ વચ્ચે થોડા વખત માટે આ ચકમક ઝરી હશે. પણ એ ડોશીને, ફોગટચંદની સ્થિતિ વિષે બરોબર વાકેફ કરૂં અને તેમને સમજાવી શકું કે એ છોકરો લાઈન પર ચડી ગયો છે. અને પ્રમાણિક મહેનત કરી, અને સાહસ ઉપાડી પોતાની દાળ રોટી પોતે જાતેજ રળવા મથે છે તો જરૂર એ શ્રીમંત ડોશી પીગળે ખરાં."

"ભલે, ત્યારે તું મહેનત કરી જો." મેં કહ્યું. "પણ તેની માશી પાસે જતાં ફોગટચંદની બાજી ધૂળમાં ન મળે એ જોજે."

"અલબત્, મારે જરા મુત્સદ્દીગીરીથી કામ લેવું પડશે અને તને પણ હું સલાહ આપું છું કે હાલ તુરત હું તેની માશી પાસે જવા માગું છું. તે વાત ફોગટચંદને તું હમણાં કરતો નહીં કારણ કે એક કામ પુરેપુરૂં પાકું થયા વગર આપણા દોસ્તને ખોટી આશાને તાંતણે લટકાવવો એ ઠીક કહેવાય નહિ."

બીજી સવારે મુલુન્દ સ્ટેશને પ્લેટફોર્મ પર દૂરથી ફોગટચંદને લલ ચટકદાર સુરતી પાઘડી પહેરેલી જોઈ મને એ મુરબ્બીની હાજરીની પ્રતીતિ થઈ. આસમાન સ્વચ્છ હતું, તડકો પડી રહ્યો હતો, ગરમી અને બફારો સખત હતા છતાં ભાઈ ફોગટચંદ ઓવર કોટ પહેરીને સ્ટેશન પર લટાર મારી રહ્યા હતા. તે દેખાવમાં જાણે અધાણની બરણીને કાળું લુગડું બાંધ્યું હોય તેવા દેખાતા હતા.

જયારે એકલા હોવા છતાં પ્લેટફોર્મ પર ફોગટચંદનું વ્યક્તિત્વ બ્હાર આવતું હતું. એ પોતાના ઉષ્ણ પ્રદેશમાં મૂકેલી દોઢિયાની દસવાળી બીડી ચેતાવવા પ્રયાસ કરી રહ્યા હતા અને એક ફીક્કા ચહેરાનો માથે મખમલની ટોપી પહેરેલો અને ઢીલી પોતડી અને બાંડીઆવાળો માણસ, ફોગટચંદની સાથે કંઈક બહુજ મહત્વની વાત કરી રહ્યો હોય તેમ લાગતું હતું, અને વાતચીત કરતી વખતે પેલો જે રીતે હાથ ઉંચા નીચા કરતો હતો અને તેના મ્હોં પરના ભાવમાં જે જાતના ફેરફારો થયા હતા તે પરથી લાગતું હતું કે તે કંઈજ બહુજ ઉંડી લાગણીથી વાત કરી રહ્યો હતો. જ્યારે ફોગટચંદ કંટાળેલા દેખાતા હતા. અને હું ફોગટચંદની નજીક ગયો ત્યારે પેલા આગળ બોલતા તેમનો બુલંદ સ્વર સંભળાયો કે "મારા સાહેબ, મારા ભાઈ, મ્હેં તમને કેટલી વખત કહ્યું કે તમે જરા ડહાપણ રાખો, અક્કલ રાખો, અને જરા વિશાળ દૃષ્ટિબિંદુ કેળવો, હંમેશાં એકની એક વાત શું કર્યા કરો છો ? "

ટ્રેનમાંથી મને ઉતરતાં ફોગટચંદે જોયો, તે એકદમ ઝડપથી મારી પાસે આવ્યો અને મને હાથથી પકડી પ્લેટફોર્મના બીજે છેડે લઇ ગયો; અને પેલો મખમલની ટોપીવાળો માણસ, અનિચ્છિત મનથી અમારી પાછળ પાછળ આવતો હતો.

"કેમ દીકરા પેટુ લાગ્યો છે કે !" ફોગટચંદે મારા કાન પર પડી ધડકતે હૈયે પૂછ્યું.

"હા આ રહ્યા તે." હું મારા ખીસ્સામાં હાથ નાખી જેવો પેલો નોટનો થોકો બહાર કાઢવાની તૈયારી કરતો હતો ત્યાં ફોગટચંદે બુમ મારી કે "પાછા મુક, પાછા મુકી દે, તને ખબર છે કે હું કોની જોડે વાત કરી રહ્યો હતો ? આ મખમલની ટોપીવાળો એ મારો મોદી છે."

"તેના પૈસા એના માથામાં માર અને તેનું દિવાળી હાથું હસ્તું કરી નાંખ."

" અરે રાજા ! વાત શું લાવ્યો છે ? " ફોગટચંદે કહ્યું. " મારાં કિંમતી નાણાં આની રીતે આંખો મીંચી નાંખવાના નથી. એ નાણાં તો મારા મકાન ધણી વાનાં છે. "

અમે જેવા ચાલવા માંડયા અને સ્ટેશનની બહા ત્યાં પેલો મખમલની ટોપીવાળો માણસ અમારી પાછ આવવા લાગ્યો.

" પેલો આપણી પાછળ આવે છે જો ? " મેં ધ્યાન ખેંચ્યું.

" જોની રાજા, જરા લાંબી લાંબી ફલાંગો ભરી તારી ચાલવાની ગતિમાં જરા મોટરની સ્પીડ આણ ખોદિઆ દાણાવાળાને ખબર પડશે કે આપણી પાસે દસ કટકા છે તો તે છત્ર પર આવી આપણા પર તૂટી પડશે.

ઉંટની માફક લાંબી લાંબી ફલાંગો ભરી ફોગટચં લાગ્યો તેના ટાંટીઆ લાંબા હોવાથી તે વધુ ઝડપથી શકતો હતો. જ્યારે તેની સમાંતર રહેવા માટે મારે મુઠી ઝપાટાબંધ દોડવું પડતું હતું. મુકુન્દના પરામાં ધોરી માર્ગમ ફંટાઈ ખેતરો અને બગીચાની વાડો કુદાવી તે મને આગળ લઈ ગયો. અને અમે એટલા તો ઝડપથી ચાલતા હતા કે કોઈ વટેમાર્ગુને એમ લાગે જાણે કોઈ ખીસ્સુ કાપ હોઈએ. દોડતાં દોડતાં ફોગટચંદે મને કહ્યું કે " એન્જીન સીધો દોડયા કર. ઉંટ કે ઘોડો દોડતી વખતે પોત ફેરવવા કરે તેમ ડોકી ફેરવ્યા કર. પાછળ જોવા કર રાખ કે આપણી પાછળ પેલો માગનાર રૂપી ય પડેલો છે કે કેમ ? "

કેટલીક વખત આમ લાંબી લાંબી ફલાંગો ભરી મેં જોયું કે પાછળ જવાથી પેલા દાણાવાળાએ અમ

છોડયો હતો. માર્ગમાં તેની દુકાન આવતાં તે તરફ આગે દોડાઈ ગયો હતો. મેં ફોગટચંદનું ધ્યાન ખેંચ્યું કે— "લાઈન ક્લીઅર થઈ ગઈ છે. આવા તડકામાં રેસના ઘોડાઓની માફક આપણે બન્નેએ વધુ વખત દોડી શક્તિ, અને દમનો વ્યય કરવાની જરાય પણ જરૂર નથી.

મારો ખુલાસો સાંભળી ફોગટચંદ છૂટકારાનો દમ ખેંચતા ઉભા રહી ગયા અને મારા હાથમાંથી તફડાવી લીધેલો રૂમાલ પોતાના વિશાળ ભાલ પ્રદેશે લગાવી ત્યાં જામેલાં પ્રસ્વેદબિંદુ લુછ્યાં, અને બોલ્યા કે—"પ્રભુનો પાડ માનો રાજા ! આપણે પેલાને આબાદ હાથ તાલી આપી, એ મોટો માણસ તરીકે ભલો છે, પિતા તરીકે એ નમુનેદાર છે, દર શનિવારે હનુમાનને તેલ ચઢાવે છે. પણ આનામાં મોટામાં મોટી એક ખામી છે અને તે ખામી એ છે કે તેનામાં ઉદાર દષ્ટિબિંદુ અને વિશાળ દિલસોજીની લાગણી નથી. તે એમ નથી સમજતો કે દુનિયાનાં જેટલાં મોટાં સાહસો ખેડાયાં છે તેમને જો ફતેહ મળી હોય તો તેમના શરૂઆતના તબક્કામાં તેમને શાખ આપવી જોઇએ, આ મોદી એટલું નથી સમજતો કે ઉધાર આપવું. અને કોઈની શાખ જાળવવી અને દેવાદાર પાસે વધુ ઉઘરાણી નહિ કરતાં તેને નિરાંતે રહેવા દેવામાંજ વેપાર ધંધામાં બરકતી છે. શાખ એનો વેપાર ઉદ્યોગને ટકાવી રાખનાર આબાદ વગ્ગુ છે. શાખ વગર, ઉધાર માલ આપ્યા વગર વ્યાપાર અને ધંધામાં સ્થિતિસ્થાપકતા ન આવે અને વેપારમાં જો સ્થિતિસ્થાપકતા ન હોય તો પછી એ વેપારજ શા કામનો ? "

"તારી દલીલો મને કંઈ સમજાતી નથી" મેં કહ્યું.

"અને કોઈ નથી સમજી શકતું. રાજા ! આ ફોગટચંદને સમજવા માટે તો તારા જેવાને તો સાત અવતાર લેવા પડશે, પણ

વારૂ, પૈસો પૂરે ટળ્યો છે, એટલે હવે મને પેલા પૈસા આપી દે. હું એમ પૂછું કે વસંતરાયે એ પૈસા કાઢી આપતા પહેલાં મ્હોડું કટાણું કર્યું હતું કે !"

"નહીં ! બહુ આનંદથી હસીને આનંદથી આપ્યા. તેને તો તારે માટે ઘણી લાગણી છે."

"હું તે જાણું છું દીકરા ! વસંતરાય જેવો ખાનદાન માણસ ક્યાંય પાક્યો નથી. અને પાકવાનો નથી. આપણી ટોળીમાં એ સારામાં સારો માણસ છે. પહેલેથી મને એના તરફ લાગણી છે તેના ઉપર તો મેં આધાર રાખ્યો છે. ભિડમાં હોઈએ ત્યારે ગમે ત્યારે તેની પાસેથી ઉછીના પૈસા મેળવી શકાય."

"જે દિવસે મારી યોજના મોટા પાયા પર આવવા માંડશે ત્યારે આપણા વસંતે મને આ કરેલી મદદનો બદલો હું સો ઘણો આપીશ રાજા !"

"મેં આપેલી નોટો ગણી લેતાં ફોગટચંદ બોલ્યો કે–"સારૂં થયું કે પચાસનો આખો ટુકડો લાવવાને બદલે તું દસ દસના પાંચ ટુકડા લાવ્યો !"

"કેમ ?

મારે મારા ઘરમાલીકના ટેબલપર આ નોટો આમ ફ્યાજ પર ફેંકવી છે. જો પેલું સામે લાલ ઘર દેખાય છે ત્યાં મારો ઘરવાળો પારસીબાઈ રહે છે."

"પેલા લાલ મકાન આગળ જઈ ફોગટચંદે સ્વાભમાન બારણું ખખડાવ્યું અને જે નોકર ઉઘાડવા આવ્યો તેની આગળ ખુંખારો મારી કહ્યું કે "જા, અંદર જા અને તારા પારસી શેઠને કહે કે મોટા શેઠ ફોગટચંદ ફાંફડિયા તમારે આંગણે પધાર્યા છે અને આપથી જોડે જરા વાતચીત કરવા માગે છે."

નોકર અંદરના ઓરડામાં ગયો અને બે ત્રણ મિનિટમાં એક આધેડ ઉંમરના કચ્છી ગૃહસ્થ હોલમાં આવ્યા. તેમની આંખ અને તેમના મ્હોંપર એવી જાતનો ભાવ ચિતરાયો હતો કે તેમને જોતાં કોઈપણ કહી શકે કે તે માગનાર હતા. દુનિયામાં દેવાદારના કે લેણદારના ચ્હેરા કદી છૂપા રહી શકતા નથી. તેમણે ઘુવડ જેવી આંખોથી ફોગટચંદ સામે પીઠ માંડી અને તેમના વર્તન અને દેખાવ પરથી લાગતું હતું કે તેને તેમના જીગરમાં ફોગટચંદ માટે પ્રેમ, માન, સ્નેહ કે મમતાની લાગણી લગીરે ન્હોતી.

"કેમ!" એ શબ્દનો ઉચ્ચાર કાઢી તેમણે જરા તિરસ્કારથી પૂછ્યું.

"હું તમારા ભાડા સંબંધમાં વાત કરવા આવ્યો છું."

"ઓહો!" ધારશીભાઈએ અજાયબી બતાવી.

"ભાડું આપવા આવ્યો છું રાજા!" આંખ મારી રૂઆબથી કહ્યું.

"ભાડું આપવા અને તે પણ તમે?" જાણે વાતજ સમજ ન પડતી હોય તેમ ધારશીભાઈ બોલ્યા.

"ચાલ લે!" નાટકના કોઈ એક્ટરની અદાથી પેલા નોટોના પાંચે કટકા ધારશીભાઈના મ્હોં તરફ ફેંકયા.

ફોગટચંદે છુટા છુટા કટકા શા માટે રાખ્યા હતા તેનું રહસ્ય હું સમજી શકયો. એક તો તેનાથી પેલાના મ્હોં ઉપર પૈસા છુટા ફેંકવાનો દેખાવ કરી શકાયો. વળી ઓરડામાં પવન સુસવાતો હતો અને પવનમાં ઉડી જતી દસદસની નોટોને નીચા વળી ધારશીભાઈને લેવી પડતી એ દેખાવ કોમિક હતો; ફોગટચંદ પોતાના એ લુચ્ચા લેણદારને પોતાની સામે નમાવવા માગતો હતો. એ નાચ્યો એટલુંજ નહિ પણ દૂર ખુણામાં ઉડી ગયેલી એક નોટને લેવા જતાં જમીન

માફી ગયો અને બધી નોટોના કટકા ગણી લીધા પછી ફોગટચંદ પાસે આવ્યો અને તેનું મ્હોંડું હસું હસું થઇ રહ્યું હતું, અને નાતના કોઈ ગોર આશીર્વાદ આપે એવી ઢબથી ફોગટચંદ સામે જોઇને એ બોલ્યો કેઃ

"માફ કરજો ફોગટચંદભાઈ! મનમાં લગીરે ઓછું ના આણતા, ધંધો રહ્યો એટલે ઉઘરાણી કરવીએ પડે."

"અરે કંઇ નહિ રાજા! હોય, દુનીયા છે ધંધો છે." એમ બોલી ફોગટચંદ તેની ખુરશીપર બેસી ગયા. અને પોતાના વિજય અને વિવેકની વાટ જોયા વગર તેનો પાનનો ડાબલો ઉપાડી, પાન બનાવી મ્હોડામાં મૂકી બોલ્યા કેઃ—

"ધારશીભાઇ! બીજી બધી વાત પછી પણ પેલા મારા પોપટ ભાઈ પાછા આપો. એક દિવસનો તેમનો અભ્યાસ પડયો. એ વાત મને બહુ સાલે છે."

ગળગળા થઇ એ બોલ્યા કે "ભાઇ ફોગટચંદ!"

"કેમ રાજા."

"અરે પેલા તારા પોપટો!"

"વારૂ."

"એ બધાં પંખીયો?"

"કેમ એનું શું છે?" ખુરશી પર ટટ્ટાર બેસી ફોગટચંદે પૂછ્યું.

"એ બધાં ઉડી ગયા."

"ઉડી ઉ......"

"હા ખરેખર ઉડી ગયા. મેં જે પનરાની રમમાં રાખ્યા હતા ત્યાં તેમના પાંજરામાં તે પક્ષીઓ નથી. બારીનું કોઈ પનરૂં છુટું પડી ગયું હોય તેમ લાગે છે. અને પક્ષીયો પોતાના પાંજરામાંથી

બહાર નીકળી એ પતરાની ફાટમાંથી બહાર નીકળી ઉડી ગયાં હોય એમ લાગે છે."

ધારશીની આ વાત સાંભળી ફોગટચંદ ખુરશી પરથી ઉભો થઇ ગયો, ગુસ્સાથી તેના ગાલ ફૂલી ગયા, છાતી ઉંચી થઇ દાંતીયા પીસી તેણે પોતાની મુક્કી ટેબલ પર જોરથી પછાડી અને બરાડ મારી કે "ધારશીભાઈ બહુ ખોટું થયું."

"ફોગટચંદભાઈ હું બહુ દિલગીર છું" ધારશીભાઈએ ઢીલા પડી જઇ માફી માંગતાં કહ્યું.

"ધારશીભાઇ ગજબ થયો" ફોગટચંદે કહ્યું અને પછી મારી તરફ ફરીને બોલ્યો કે "રાજા ખરેખર આફત આવી, ગજબ થઈ ગયો હું આ ગામમાં એક મહાન સાહસ ખેડવા આવું છું. ગામ આબાદ થાય અને ગામના લોકોને નવો ઉદ્યોગ મળે તે માટે પોપટ કૉલેજની જંગી યોજના હું તૈયાર કરૂં છું. પણ હજી તો હું ઠરીઠામ થતો નથી તે પહેલાં તો આ ધારશી આવી મારી યોજનાની મૂળ મુડી મારા એ પોપટો ચોરી જાય છે. અને હવે વાંદરી જેવું મોઢું કરી મને ખબર આપે છે કે—"

ધારશીભાઇ જે તદ્દન જંખવાણા પડી ગયા હતા તેમણે ફરી ખુલાસો કર્યો કે "ફોગટચંદભાઇ, પોપટો ક્યાં ગયા તે વિષે હું કશુંજ જાણતો નથી."

જેમ જેમ ધારશીભાઈ ઢીલા પડતા જતા હતા તેમ તેમ ફોગટચંદને વધુ અને વધુ શૂર ચડતું હતું. તેમણે ડોળા કાઢી બરાડ મારી પોતાનીજ વાત આગળ ચલાવી કે, "આ માણસ મને અત્યારે કહેવા આવ્યો છે કે એ પંખીઓ ગયાં, ક્યાં ગયાં, કોણ ઉપાડી ગયું? અરે મારાં અડધાં ડઝન કિંમતી પંખીઓ જેમને મેં તાલીમ આપી તૈયાર કર્યાં હતાં અને તેને જો હું વેચું તો આ પશે મને દરેકના સો, સો, રૂપિયા મળે તેમ હતા તે ઉડી ગયા."

"ધારશીભાઇએ પોતાના ખીસામાંથી પેલી ફોગટચંદે આપેલી નોટો પાછી કાઢી અને ફોગટચંદના મોડા આગળ ધરી, પણ ફોગટચંદે રૂવાબમાં તેને ઝાપટ મારી ઉડાડી નાંખી; અને ખૂમ મારી મારી તરફ ફરી કહ્યું કે, "જોયું આ માણસ કેવો છે!" પછી ધારશીભાઈ તરફ ફરીને જોયું કે "આ મારા મિત્ર જે મારી સાથે આવ્યા છે તે મુંબઈના એક જાણીતા વકીલ છે. સારૂ થયું કે તેમણે પોતાની નજરો નજર સામલો શું બન્યો છે તે જોયો છે. તને નથી લાગતું કે તેમની સામે નુકશાનીનો દાવો માંડી શકું ?"

"અલબત, જો ધારશીભાઈની ઓરડીમાંથી પોપટો ગૂમ થયા હોય તો તેને માટે તે જવાબદાર ઠરે છે. અને ભાડુ તેં એમને આપ્યા પછી એ પોપટો એણે તને પાછા આપવાજ જોઇએ."

મારા આ અભિપ્રાયથી ધારશીભાઈના ટાંટીયા વધુ નરમ થયા અને તેમણે પેલી નોટો જમીન પરથી વીણી ફોગટચંદ આગળ ધરી ડચકું ખાઈ કહ્યું કે, ફોગટચંદભાઈ "મારા પર જરા મહેરબાનીની કરો. આ પૈસા તમે પાછા લ્યો અને આ વાત અહીંજ દાબી દો." ફોગટચંદે રૂવાબથી ધારશી સામે જોઈ કહ્યું "આ માણસ મારા પંખીઓ ગુમાવી નાખે છે અને માત્ર પચાસ રૂપિયા આપી વાત બંધ કરવા કહે છે. પણ એને કયાં ખબર છે કે મારા એ પોપટો તો સેંકડો રૂપિયાની કિંમતના હતા. અત્યારે તો આ પૈસા હું લઉં છું. ધારશીભાઇ મને તમારી દયા આવે છે."

ધારશીભાઈએ ફોગટચંદનો ઉપકાર માન્યો એટલે ફોગટચંદે તેમને કહ્યું કે "જુઓ ધારશીભાઈ, તમારી સામે કામ લેવું કે નહિ તે હજી હું વિચાર કરી જોઈશ. દરમ્યાન આ ગામમાં મોદીનું કેટલુંક મને કરજ થયું છે તે તમે ચૂકવી આપજો."

"ખુશીથી તેમાં શું મોટી વાત છે" ધારશીભાઇએ વચન

આપ્યું અને હું અને ફોગટચંદ પેલા વસંતરાયવાળા પૈસા પાછા લઈ બહાર પડયા.

ધારશીભાઈના ત્યાંથી બહાર નીકળતાં તેમની સામે રૂવાબથી જોઈ મિ. ફોગટચંદ બોલ્યા કે "આ પ્રસંગ સંબંધમાં મારે વિચાર કરી જોવો પડશે, જો તમારી સામે પંખીઓ ચોરવા માટે કામ ચલાવવાનો હું નિશ્ચય કરીશ, તો મારા વકીલ મારફત તમને એ વિષેની રીતસર ખબર આપવામાં આવશે."

આટલો દમ મકાન ધણીને આપી અમે બન્ને બહાર પડયા, અને ધારસીભાઇ ધોએલ મૂળા જેવા પોતાના બારણાના ઉમ્બરામાં આંખો પટપટાવતા ઉભા રહ્યા.

ધારશીભાઇના બંગલા આગળથી ફોગટચંદના મકાન તરફ જતાં ફોગટચંદ રસ્તામાં જે ઉલ્લાસ અને આનંદથી ચાલતા હતા તે જોઇ તેમની ધીરજ માટે મને ભાન થયું, અને મને લાગ્યું કે આવી ભયંકર આફતમાં તેમને અજબ ધીરજ અને સહનશીલતા દાખવી હતી. મને એ ખ્યાલ આવ્યો કે ફોગટચંદના નવા સાહસનો બધો સ્ટોક તેમની પોપટ કોલેજની જબરદસ્ત જંગી યોજનાના પ્રાણુ તેવા તેમનાં વ્હાલાં પંખીઓ–મુલુન્દ–ઘાટકોપર અને થાણાના પ્રદેશમાં કયાંએ ઉડી ગયાં હશે, જેમાંથી તેમને લાખો રૂપિયા મેળવવાની આકાંક્ષા હતી. એ તેમનાં પંખીઓ તેમના હાથમાંથી જતાં રહ્યાં હતાં, અને તેમના બદલામાં માત્ર તેમના થોડા મહિનાનું ભાડું માફ થતું હતું અને ગામના મોદીનું અને બીજા દુકાનદારોનું કરજ ખની ગયું હતું.

આ રીતે પરિસ્થિતિ એવી ગંભીર હતી કે બીજો કોઈ માણસ ફોગટચંદની જગ્યાએ હોત તો જરૂર આફત અને કરજના બોજા નીચે ધૂંધાઈ અને મગજઈ ગયો હોત, પણ ફોગટચંદ જરા

પણ કચડાયા હતા એટલુંજ નહિ પણ ધારસીભાઈના ઘેરથી નીકળતાં ઉલટા વધારે આનંદમાં અને ગેલમાં દેખાતા હતા. તેમનાં પગલાંઓ ઝડપથી ઉપડતાં હતાં, તેમની સુરતી પાઘડી તેમણે માથાપર જરાક ટેડી મૂકી હતી અને તેમના ઓષ્ટ પ્રદેશમાંથી કોઈપણ ચીજની લાઈનો બહાર પડી રહી હતી. "હવે તું શું કરવા માગે છે?" મેં લાગણીથી ફોગટચંદને પૂછ્યું.

"શું હું, હું શું કરવા માગું છું?" ફોગટચંદે સામે સવાલ પૂછ્યો. "તારી સાથે ટ્રેનમાં ઘાટકોપર સુધી આવી ત્યાંથી સીધો ટેક્ષીમાં મુંબઈ પહોંચવા માગું છું કારણ કે મુલુન્દને રસ્તે વચ્ચે ધારસીનું ઘર આવતું હોવાથી મારો બંગલો ખાલી કરવો, એ જરા ધાસ્તી ભરેલું કામ છે."

"શા માટે ધાસ્તી ભરેલું કામ?" મેં પૂછ્યું.

"અરે, પેલા પોપટને લીધે?"

"પોપટ!"

"હા હા પોપટ, અને એ પંખીઓ," ફોગટચંદે કહ્યું અને ઉમેર્યું કે "તારી આગળ એ વાતનો ખુલાસો કરતાં હું ભૂલી ગયો કે એ પક્ષીઓ મારા કબજામાં છે."

"શું વાત કરે છે!" મેં અજાયબીથી બૂમ મારી.

"હા હા!" ફોગટચંદે કહ્યું.

"ગઈ રાતે અંધારું બહુ હતું ત્યારે મધરાત પછી ધારસીભાઈના બંગલામાં દાખલ થઈ તેના પતરાના છેડાનું પાછલું પતરું કાઢી નાખી છુંદણુંપર જમીનપર પડી પોપટનાં પાંજરાંઓ હું જ રાતે તફડાવી ગયો હતો. બહુજ સંભાળથી એક પછી એક પાંજરું લઈ મેં તેને કમ્પાઉન્ડની બહાર મૂક્યાં હતાં, અને પછી દોડતોજ મારે બંગલે લઈ ગયો હતો. પરન્તુ બહુ સુમધુર બોલ વાળો હોવાથી આખામાં

પંખીઓએ જરા ચીચીઆરીયો કરી હતી પણ ધારસીએ તે સાંભળી ન હતી. અત્યારે એ પાંજરાંઓ મારા હોલમાં સહીસલામત પડેલા છે. ફોગટચંદનો આ ખુલાસો સાંભળી હું થોડીવાર તો અવાચક થઇ ગયો. તેના અસાધારણ બુધ્ધીચાતુર્ય માટે મને પૂજ્યભાવની લાગણી થઈ. અને મને લાગ્યું કે નક્કી આ માણસ જબરું બિઝનેસ અને સાહસ ખેડી શકશે. મને સાથેસાથે એમ લાગ્યું ફોગટચંદની નીતિભાવના જરા બુઠ્ઠી થઇ ગઇ હતી, પણ સાહસ અને બિઝનેસમાં કાળું ધોળું કરતાં જેને કશીપણ અરેરાટી ન થાય તેજ ફાવી શકે છે.

થોડીવાર વિચાર કરી મેં કહ્યું "દિકરા ફોગટચંદ તારામાં ખરેખરી વિશાળદષ્ટિ છે."

"હા રાજા!" ફોગટચંદે મેં તેની કરેલી તારીફને અનુમોદન આપ્યું.

"અને તારામાં વિશાળ અને લાંબી દ્રષ્ટિ છે, એટલું જ નહિ પણ તારી દ્રષ્ટિ રબરનાં જેવી સ્થિતિસ્થાપક છે અને તારા સ્વાર્થ પ્રમાણે તે લાંબી ટૂંકી થઈ શકે છે."

"આ દુનિયામાં એવા થવું પડે છે રાજા! ભોળા થઈએ તો ધારસીભાઈ જેવા માથે છાણાં થાપે."

"હવે તારો પ્લાન શું છે?"

ફોગટચંદ કૈં ખુલાસો આપે તે પહેલાં અમે તેના મકાન આગળ પહોંચી ગયા. એ મકાન સૂરજના તડકામાં ચમકી રહ્યું હતું અને તેના ઉઘાડા બારણા અને બારીઓમાંથી પક્ષીઓનો કલરવ બહાર સંભળાતો હતો: ફોગટચંદે મને કહ્યું કે "મારે જગ્યા બદલવી છે અને બીજી કોઈ સારી જગ્યા મળ્યા પછી હું મારી કોલેજના કામ પાછળ મંડયો રહેવાનો છું. અત્યાર સુધીમાં મેં મારા

પોપટને કેળવીને કેવા તૈયાર કર્યા છે, તે હું તને બતાવીશ તો તું છક્ક થઈશ. "

" તારાં પંખીઓ ક્રિકિયારીતો સારી પાડે છે. " મેં કહ્યું.

અત્યારે કોઇ વાતથી તે ઉસ્કેરાયા હોય તેમ લાગે છે પણ આપણે ઘરમાં જઇશું પછી મારા પોપટ અને કાકાકૌવા કેવા કેવા ખેલો કરી બતાવે છે, તે હું તને બતાવીશ. જોને રાજા ! વાત એમ બની હતી કે પહેલ વહેલાં તારે ત્યાં મુંબાઈમાં એ પંખીઓ હું લઈ આવ્યો ત્યારે પહેલ વહેલાં મારો વિચારતો નાટક અને સિનેમામાં કામ કરી શકે એવા પોપટો અને કાકાકૌવા તૈયાર કરવાનો હતો. પણ એમ મુલુન્દમાં આવ્યા પછી ઘરઘથ્થુ પોપટ મેનાઓને તૈયાર કરવા અને તાલીમ આપવા મેં એક નવી યોજના ઘડી કાઢી છે. દાખલા તરીકે તારે ત્યાં એક મેનાં હોય તેને તાલીમ આપવાની તને ફુરસદ ન હોય તો એ મેનાં મારી કોલેજમાં તું મૂકી જા. અને કોલેજમાંથી પાસ થયા પછી મેનાં તારા ઘરમાં સવાર સાંજ ગીત ગાય, તું બહારથી ઘેર આવે ત્યારે કોમળ કંઠે "પ્રાણ નાથ પધારો " એમ બોલી તારો સત્કાર કરે. રાત્રે કોઇ ધારી ગઝલ ગાય અને સવારે તને વ્હેલો ઉઠાડવા નરસિંહ મ્હેતાનું કોઈ પ્રભાતિયું લલકારે અને પાંજરામાંથી તું છૂટી મૂકીદે તો રંગરના દડાપર સરકસની સુંદરીની માફક આખા ઓરડામાં ચક્કર ચક્કર ફરે તો તને કેટલો આનંદ થાય ? "

" આ મારી યોજના જ્યારે બરાબર પગ ભર થશે અને જનદેર આલમને તેની જાણ થશે ત્યારે અત્યારે જેમ માબાપો પોતાના છોકરાઓને ઉંચ્ચા પ્રકારની તાલીમ લેવા સારી જાતની કોલેજોમાં મોકલે છે તેમ એવો પણ વખત આવશે કે પોપટ કે મેનાં વસાવનારને મારી કોલેજમાં પોતાના એ પંખીઓને મોકલ્યા વિના છુટકોજ નહિ થાય. "

" તારી યોજના તો જબરી લાગે છે " મેં કહ્યું " અરે જંગીની શું વાત કરે છે હું ખાસ નવી જાતના પોપટને ગળે બાંધવાના કોલરો તૈયાર કરાવવાનો છું, જેમાં મારી કોલેજનું નામ-અને તેમની ડિગ્રી લખી હશે, જેથી જાહેરપ્રજા ફોગટચંદની કોલેજનો પોપટ કયો અને ફાલતું પોપટ કયો તે સમજી શકશે, અને ડિગ્રીવાળા પોપટોની કિંમત એવી સારી આવશે કે ડિગ્રી વિનાના પોપટો રાખનારા માણસો સમાજમાં મોઢું બતાવતાં શરમાશે, હું તો પારેવાં અને કબુતરને પણ નાચનાં શીખવવા માગું છું. કેટલીક જાતનાં કબુતરો પીછાં પહોળાં કરી મોરની માફક કળા કરી નાચે છે. પણ મારી કૉલેજમાંથી પસાર થનાર કબુતર ગ્રેજ્યુએટો પગમાં રૂપેરી ઝાંઝર અને ગળામાં રૂપેરી ઘુઘરીવાળાં આભુષણો પહેરી તબલા અને હારમોનીયમના તાલ સાથે કોઇ દોલતજાન કે નથરાજાનની માફક લોકોના ઘરમાં નૃત્ય કરશે. જ્યારે મારૂં કામ આટલું વધશે ત્યારે આખા હિંદમાંથી મારાપર પોપટોના પારસલોના પારસલો આવશે. બંગાળ, પંજાબ અને મદ્રાસથી લોકો પોતાની મેના, કાકાકૌવા અને પોપટો મારા પર મોકલી આપશે. અને મારૂં કામ એટલું વધી પડશે કે મારે જુદા જુદા ગામે મારી કૉલેજની શાખા ઉઘાડવી પડશે, અને મારી યોજના તો એટલી બધી મહાભારત છે કે અત્યારે જો મને જરા થાપણ મળી જાય તો મારી આ યોજનાના જોડાણમાં હું બહુ સારી શરૂઆત કરી શકું. ફોગટચંદે નિસાસો નાખી કહ્યું.

અમે આટલી વાતો કરતાં કરતાં ફોગટચંદવાળા બંગલાના બારણા સુધી પહોંચ્યા હતા. મને લાગ્યું કે હવે પેલી વર્ધનલાલ દેસાઈ વાળી વાત ફોગટચંદને કાને નાંખવાનો મેં વિચાર કર્યો. મેં તેને કહ્યું કે " આપણો દોસ્ત વર્ધનલાલ તારે માટે થાપણ ઉભી કરવા પ્રયાસ કરી રહ્યો છે. "

વસંતલાલનું નામ સાંભળતાં કોગટચંદના અવાજમાં નમ્રતા આવી, અને તે લાગણીથી બોલ્યો કે "ખરેખર આ આપણો દોસ્ત વસંતલાલ દેસાઈ ખરેખર ખાનદાન માણસ છે. દોસ્ત હોજો તો તેના જેવાજ હોજો. આપણે તેનાપર હંમેશાં આશા રાખી શકીએ. દુનિયામાં વસંતલાલ જેવા લાગણીવાળા દોસ્તારો હોય તો જીંદગીમાં જ્યાં બધી કડવાસ દેખાય છે, અને જગતભરમાં જ્યાં અશાન્તિ છવાઈ રહી છે તે ટળી જાય."

"તે કયાંથી થાપણ ભેગી કરવાનો છે એ વિષે તેણે તને કંઈ કહ્યું કે?"

"હા" મેં જવાબ આપ્યો.

"તે તારી અહિંની મુકેલી તારી ગુલાબ માસીને કહેવા આજે સવારે વાલકેશ્વર તેમને બંગલે જવાનો છે એવા ખ્યાલથી કે વસંતરાય જેવા મુત્સદ્દીની વિનંતીથી તારાં એ કકક મારી જરા પીગળે અને તારા તરફ રહેમ નજર કરી થોડા હજાર રૂપિયા કાઢી આપે." હું વધુ બોલવા જતો હતો ત્યાં ગુલાબ માસીનું નામ સાંભળતાં કોગટચંદના મ્હોં પર કંઈ અજબ પરિવર્તન થઇ ગયું. તે બારણામાંજ ઉભો રહી ગયો. થોડીવાર તે અવાચક જેવો બની ગયો. તેની આ પોલ બહાર નીકળી આવી, નસકોરાં ફૂલાં અને બરાડા મારી તેને પૂછ્યું કે–"મારી માસીને ત્યાં એ જવાનો છે?"

"હા હા! તારી માસીને ત્યાં." મેં જવાબ આપ્યો. હાથની મુઠીઓ વાળી દાંતિયા કરી કોગટચંદે કહ્યું કે આ વસંતરાય જેવો ગધેડો, મૂર્ખો, પારકાની વાતમાં માથું મારનાર અક્કલનો બારદાન ઉલ્લુ! મેં દુનિયામાં કોઈ જોયો નથી."

"અરે પણ છે શું? બે મિનિટ પહેલાં તો તેનીજ તું તારીફ કરતો હતો?"

" અરે રાજા ! તું સમજતો નથી ! આ વસંતરાય મારો ધાણ કાઢી નાખવા બેઠો છે. મારૂં કાટલું કાઢી નાખવા બેઠો છે. તેના જેવા માણસને છૂટો રહેવા દેવો જોઈએ નહિ એ જાહેર પ્રજાને માટે ભયરૂપ છે. તેને ગમે તેમ કરીને મારી માસીને ત્યાં જતો અટકાવવો જોઇએ. "

" પણ શા માટે ? " મ્હેં અજાયબીથી પૂછ્યું.

" અરે આ પોપટો–બધા મારી માસીના છે, ડોસીએ મને બંગલામાંથી કાઢયો ત્યારે તે પંખી હું તેના બંગલામાંથી તફડાવી લાવેલો છું. "

બંગલાની અંદર પેલા પોપટો કિલકિલાટ કરી રહ્યા હતા અને ફોગટચંદ વધુ કૈં ખુલાસો કરે તે.........પહેલાં બંગલાના હોલનું બારણું ઉઘડયું. અને એક બાઇનો અવાજ સંભળાયો. એ અવાજ સત્તાવાહિ હતો. " ફોગટિયા " એટલીજ બૂમ તેણે મારી.

" અને બૂમ મારવાની સાથે રૂપેરી વાળવાળી પોપટ જેના નાકવાળી અને ચમકતી ચમક આંખોવાળી એક જાડી ડોસી બારણામાં આવી ઉભી રહી. મેં તેને ફોગટચંદનાં માસી ગુલાબ શેઠાણી તરીકે તરતજ ઓળખી કાઢી. તેનો અવાજ સાંભળી ફોગટચંદ તેલમાં માખી બૂડે એવો થઈ ગયો હતો. " ફોગટિયા ઘરમાં આવ ! " ડોસીએ ફરી બૂમ મારી અને પોપટ કોલેજની જંગી યોજના ઘડનાર એ પ્રિન્સિપાલ મીયાંની મંદડી જેવો ઘરમાં દાખલ થયો. અને માસી ભાણેજ વચ્ચે અન્યોઅન્ય શું વાર્તાલાપ થયો હશે તે જાણવા થોભ્યા વગર મેં સીધો મુકુન્દનો રસ્તો લીધો.

સ્ટેશને પહોંચતા મારા મહાન મિત્ર ફોગટચંદ ફાંકડિઆની પોપટ કોલેજની યોજના પડી ભાંગતી જોઈ મારી આંખમાં આંસુઓ આવ્યાં.

[૨]

ફેગટચંદ ફડફડિયા સાથેના મારા સંબંધમાં તેમનાં ઘણાં સાહસો મારી યાદદાસ્તના પાટીયાં પરથી ભૂસાઇ ગયાં છે. યાદદાસ્ત શક્તિ વધારવાનાં ઘણા નુસ્ખાઓ જાહેર છાપાંઓમાં આપવામાં આવે છે. અને મેં પણ એવા કેટલાક નુસ્ખાઓની તાલીમ ફી ભરીને કરી છે. પણ મારી ઉધરાણી સિવાય બીજી કોઇ વાત મને યાદ રહી નથી, તેમ છતાં પણ પહેલવાન દગડુ જે પાછળથી મુંબઈ ઈલાકામાં અને આખા હિન્દભરમાં એક જબરજસ્ત પહેલવાન તરીકે અને અઠંગ કુસ્તીબાજ તરીકે મશહુર થયા છે. તેમની સાથની મારી પહેલી મુલાકાતનો પ્રસંગ હું હજી ભૂલ્યો નથી. મને બરોબર યાદ છે કે મારી સત્તાવીશમી વર્ષ-ગાંઠ પછી બે દિવસ રહીને દશમી સપ્ટેમ્બરે શનિવારે પાછલા પહોરે મેં એ મંગળ મૂર્તિનાં દર્શન કર્યાં હતાં.

પહેલવહેલાં એ માણસ મારી નજરે પડતાં તેમના દેખાવનું ચિત્ર મારા મગજપર ફોટોગ્રાફીની પ્લેટપર જેમ કોઇ દેખાવ ચોટી જાય તેમ ચોટી ગયું હતું. અમારી મુલાકાત એટલી અજબ સંજો-ગોમાં નહિ પણ ચોંકાવનારી રીતે થઈ હતી. વળી જે. અત્યારમાં એ

મને મળ્યા, તે વખતે હું ઘણાજ કફોડા સંજોગોમાં હતો. અને મારી આર્થિક દશા ઘણીજ બારીક થઇ ગઇ હતી.

એ મહિનામાં મારો આખો મહિનો આવકની નજરે તેમ ખર્ચની નજરે બહુજ ખરાબ ગયો હતો. ઓફિસમાં ઇન્કમટેક્ષના લફરાં લાગ્યાં હતાં. એક બે દોસ્તારો પરણ્યા હતા; તેને ભેટ સોગાદો આપવી પડી હતી. ભાણજાં અને ભત્રીજા પરણતાં મારે મહિનાના બે એક વખત દેશમાં જવું પડ્યું હતું. અને મોસાળાં અને ચાંડલામાં સારી જેવી રકમ ખર્ચી નાંખવી પડી હતી. દેશમાંથી પાછા આવતાં ચંપેતરા તરીકે એક ઓળખીતાનાં ૭ છોકરાં અને બૈરાંને મુંબઈ લાવવાં પડ્યાં હતાં અને એ ખાઉધરાં અને કજીયાળાં છોકરાંઓને મુસાફરી દરમિયાન શાન્ત રાખવા એક બે ચાટલાનું પાણી કરી નાંખવું પડ્યું હતું.

આવી રીતે હેરાન પરેશાન થઇ સેન્ડહર્સ્ટરોડ પર આવેલા મારા મકાનમાં હું દાખલ થયો. અને ઉપર જઈ જોઉં છું તો મારી રૂમનું બારણું ઉઘાડું હતું. અને મારા કોચપર જબરજસ્ત બદનનો એક ધાટો જાણે બાપનું ઘર હોય તેમ લાંબો થઈ સુતો હતો.

હું ઓરડામાં દાખલ થયો છતાં એ જાગ્યો નહિ, એ ભર ઉંઘમાં પડેલો હતો, અને તેનું બદન એવું તો રાક્ષડી હતું કે તેને જગાડવાની મારી હિંમત પણ ચાલી નહિ. તેના અંગને માટે કોચ નાનો પડતો હતો અને તેના ટાંટિયા અને બદનનો બીજો ભાગ કોચની બહાર નીકળી આવેલો હતો. તેનું નાક મજબુત અને ચીબુ હતું. અને તેના જડબાં પણ જબરજસ્ત અને વિકાળ હતાં. તેનો એક હાથ ઓસીકા તરીકે તેના માથાની નીચે રાખ્યો હતો, અને બીજો ખાટલાના પાયા જેવો જબરજસ્ત હાથ કોચની નીચે લબડતો હતો: મારા રૂમમાં આ માણસ કેમ અને શા માટે આવ્યો હશે તે હું સમજી શક્યો નહિ. તેની પાસેજ એ વાત સમજવાની પરવાર મને ઇચ્છા

થઈ, પણ તેનું મ્હોં જોઈ મ્હારી કુતુહલવૃત્તીને મેં દબાવી રાખી; તેના મોઢા ઉપર એવો ભાવ હતો કે માણસ ઉંઘમાંથી ઉઠે તો ગીકાઈ જાય એવો હું ચુપચુપ પાછો ઓરડીની બહાર નીકળી આવ્યો અને મારા બાજાના બૈયા માતાદીનને મેં કહ્યું કે માતાદીન મારા રૂમમાં કોઈ છે.

'એ તો મિ૰ ફોગટચંદ હરી સાહેબ.'

ફોગટચંદ નથી, મેં કહ્યું આ તો કોઈ જબરજસ્ત ધાડો મારા ઢોલ્ય ઉપર લાંબો થઈને સુતો છે."

"એ મિ૰ ફોગટચંદના મિત્ર છે.' બૈયાએ કહ્યું, 'એ ગઈ કાલે અહીં મિ. ફોગટચંદની સાથે રહેવા લાગ્યા છે."

'ફોગટચંદની સાથે રહેવા ?:' મેં અજાયબીથી પુછ્યું.

'હા સાહેબ, આપ દેશમાં ગયા પછી આપની ગેરહાજરીમાં મિ. ફોગટચંદ બીજેજ દિવસે અહીં આવ્યા અને મારી પાસેથી તમારા રૂમની ચાવી માંગી; તેમણે કહ્યું કે તમારી ગેરહાજરીમાં એ તમારી રૂમમાં રહેવા માગે છે. આપના મિત્ર હોવાથી મેં ના ન પાડી.'

બૈયાની વાત સાંભળી હું અજાયબીમાં ગરકાવ થઈ ગયો, ફોગટચંદની નફટાઈ અને માથે પડવાની રીત પર મને જરા ચીડ ચઢી. આપણી હાજરીમાં આપણે ત્યાં આવી કોઈ ધામો નાંખે એ વાત સમજી શકાય તેમ હતી, પણ આપણી ગેરહાજરીમાં આપણી ઓરડીનું તાળું ઉઘાડી ત્યાં પધારો નાખે તે મહેમાનને શું કહેવું ! મહેમાન તો ઘણી જાતના આવે છે; પણ ફોગટચંદની મહેમાની કરવી એ એક જાતની બલા વ્હોરવા જેવું હતું; વળી માતાદીન અને ફોગટચંદની પહેલીજ મુલાકાતે હું જોઈ શક્યો હતો, કે માતાદીન લશ્કરી શીપાઈ હોવા છતાં કોણ જાણે શાથી ફોગટચંદથી બહુ દબાતો હતો અને તેથી મારી ગેરહાજરીમાં મારા રૂમની ચાવી માતાદીન ફોગટચંદને આપે તે જરાપણ અજબ થવા જેવું નહોતું.

"ભૈયાની વાત સાંભળી થોડીવાર હું મુગો રહ્યો; અને પછી મેં તેના તરફ જોઇ પુછ્યું કે "ફોગટચંદ ક્યારે આવવાના છે એ વિષે કંઈ કહી ગયા છે કે?"

"હા ફોગટચંદ કહેતા હતા કે રાત્રે જમવા ટાણે એ અહીં આવશે. હું લોજમાંથી તેમના અને તેમના મિત્ર માટે ભાણું લઈ આવું છું. અત્યારે કદાચ એ પ્લેહાઉસ પર આલ્બર્ટ થિએટરપર જોવા ગયા હશે."

હું આલ્બર્ટ થિએટર આગળ પહોંચ્યો ત્યાં થિયેટરમાંથી ઓડિઅન્સ ફિલ્મ ખતમ થતાં ધીમે ધીમે બહાર આવતું હતું અને હું ચારે બાજુથી નજર કરૂં છું; ત્યાં સુરતી પાઘડીવાળો જેના ખભે ખેશ લટકી રહ્યો છે, એવા એ મિ. ફોગટચંદ ફડફડીયા ઘસારાબંધ મારી આગળ ધસી આવ્યા અને મારા ખભાપર જોશથી ધબ્બો મારી બોલ્યો કે કેમ રાજા તું ક્યારે આવ્યો અરે અંદર તો ફિલ્મ કમાલ હતી, રાજા અને દોલન જાન 'મૌલાકી જોગન બનેલી' ચીજ જે ગાતી હતી તે તો હૈયું વલોવી નાખે તેવી હતી, આમ બોલી ફોગટચંદ કાને હાથ લગાડી બુલંદ સ્વરે એ ગીતની કડી ગાવા લાગ્યા અને એમને ગાંડા સમજી કેટલાક માણસોનું ટોળું અમારી આજુબાજુ જમા થઈ ગયું.

ફોગટચંદનું એ સ્થિતિ પર ધ્યાન જતા એ પેલા થિયેટરથી જરા દૂર ગયા, એટલે એમણે મારી ખબર અંતર પુછવા માંડી.

"કેમ રાજા હમણાં ધંધો પાણી કેમ ચાલે છે, ઓફિસમાં કંઈ પ્રમોશન જેવું મળ્યું કે? મુંબઈમાં તું તો બરોબર જામી ગયો છે, તારૂં મોઢું કાગું હવાઈ ગયેલા મમરા જેવું કેમ લાગે છે?"

"અરે મારી વાત પછી પૂછ, પણ પેલો ઘાટી મારા ઘરમાં તે કોણ ઘુસાડ્યો છે."

મારો પ્રશ્ન સાંભળી ફોગટચંદના મ્હોંપર અજાયબી અને ખેદ બન્ને પ્રકારની લાગણી તરવરી રહી એ ચીડાઈને બોલ્યો કે "દોસ્ત તારા અવાજની આ જાતની કરકસતા મને પસંદ નથી, તારી આવી રીતભાતથી મારૂં જીગર વીંધાઇ જાય છે; એક સ્નેહિ અને મિત્ર તારા કોચપર સુવે તેમાં તું આટલો બધો ગુસ્સે શાનો થાય છે?"

"તું પોતેજ મારા ઘરમાં લાંબો થઇને સુવે તો તે સામે મને વાંધો નથી, તારી દોસ્તી થઈ ત્યારથી મને એ બલા વળગી છે. અને મારે પરાણે તારી પરોણાગત કરવી પડે છે. અને જ્યારે તું કોઇ પારકા માણસને લાવી મારી રૂમને જાહેર વીશી જેવી બનાવે તેની સામે મારો સખત વાંધો છે."

"ચાલ દિકરા સામે હોટલમાં જઇ બે સીંગલ ચા પીએ અને ચા પીતાં પીતાં હું તને બધી વાત સમજાવું."

"અમે સામેની એક હોટલમાં દાખલ થયા, બે સીંગલ ચાનો ઓર્ડર આપ્યો અને ચા પીતાં પીતાં ફોગટચંદે કહ્યું કે "તારા કોચ પર જે ધારો સુતો છે તે તો આપણા માટે સોનાની ખાણ જેવો છે."

"એ ભલે ખાણ જેવો હોય પણ તેને તું બીજે ક્યાંક લઈ જઈને મૂક."

"તું હજુ મને નથી ઓળખતો રાજા!" ફોગટચંદે નિસાસો નાંખી કહ્યું. "મારૂં મગજ કેવું ફળદ્રુપ છે. પૈસા કમાવાની નવી નવી તરકીબો હું કેવી રીતે શોધી કાઢું છું. નવી નવી યોજનાઓ મારા મગજમાં કેવી રીતે આવે છે, તેની તને ખબર નથી. આ જે માણસ જેને તેં તારા રૂમમાં જોયો તે શું કરી બતાવશે તે તું જ્યારે જોઇશ ત્યારે તારી આંખ ઉઘડશે."

"દિકરા, મારા મગજમાં પૈસા કમાવવાની આ નવી તરકીબ આવી છે, મારા મગજની તને કિંમત નથી; મને વીજળીના પ્રકાશની

માફક નવા નવા માર્ગો અને રસ્તાઓ સુઝયાજ કરે છે. આ માણસ માટેનો મારો પ્લાન તારી આગળ ઉઘાડો કરીશ ત્યારે તું'બી કબુલ કરશે કે ફોગટચંદમાં અવ્વલ નંબરનું ભેજું છે, રાજા ! જોને હું ગયે મહિને કોલ્હાપુર ગયેલો ત્યાં પાન્ડુ હરિની કુસ્તી જોઈ અને બસ મને ખ્યાલ આવ્યો કે આ વાતમાં પૈસા છે."

'આ પાન્ડુ હરિ કોણ છે ?'

"અરે તું એ નથી જાણતો ? કોલ્હાપુરના મહારાજાનો ખાસ પહેલવાન આખો દિવસ કસરત કર્યાજ કરે અને રાજ્યમાં કોઇ નવો પહેલવાન. આવે તેની જોડે કુસ્તી કરવાની અને કુસ્તીમાં પણ શું ધારે છે, રાજા ! વીસ વીસ અને પચાસ પચાસ હજારના એને ઈનામ મળે; વળી પહેલવાનો જે જુદા જુદા ગામોમાં જાય ત્યાં રાજા મહારાજા અને જમીનદારો તરફથી સોનાના કડાઓ મળે તે તો જુદાં, એ પાન્ડુ હરિને જોયા પછી મને ખ્યાલ આવ્યો કે આ પહેલવાનના ધંધામાં પૈસા કમાવવાનું બહોળું ક્ષેત્ર છે. અને હું પણ એવા કોઈ પહેલવાનની શોધમાં હતો. ત્યાં એજ દિવસ પહેલા રત્નાગિરિથી આવેલી "સરસ્વતીમાં" મને આ ટીંકુ દગડુ મળ્યો."

"આ સરસ્વતી કોણ અને ટીંકુ દગડુ કોણ ' મેં પૂછ્યું.

"સરસ્વતી તો સ્ટિમરનું નામ છે. અને ટીંકુ દગડુ જે માણસ તારા ઘરમાં સુતો હતો તે જબરદસ્ત બદન વાળો છે. જોરાવર પણ ઘણોજ છે, વિકાળ પણ તેનું જીગર સોના જેવું છે. મારા જેવો મેનેજર હોય અને હું તેને કુસ્તીના ક્ષેત્રમાં ઉતારું તો જરૂર હું પણ ખાટું અને તે પણ ખાટે ! વાઘ જેટલો જોરાવર છે. છતાં બહુજ ભલા સ્વભાવનો છે. તેને લડવા માટે જરા ઉશ્કેરવો પડે તેવું છે. પણ એક વખત તે ઉશ્કેરાયો તો સામે પચાસ માણસો હોય તો તે બધાંને એકલે હાથે પુરો પડે એમ છે. બંદર પર બે દિવસ પહેલાંજ મેં એક

દક્ષિણી હોટલમાં પચાસ માણસો સામે તેને એકલે હાથે લડતાં જોયો હતો. અને એ હોટલમાં રેંજી પેંજી લોકો ખાવા નથી આવતા; પણ ગોદીમાં ભારે વજન ઉંચકનાર નવગણીયો આવે છે. એ નવગણીયોને પણ આ ઠીંગુ દગડુએ બોચીમાંથી પકડી ફેંકી દીધા હતા."

"મેં તેને નજરે જોતાંજ આ વાતની કલ્પના કરી હતી."

"તેમ છતાં તેની જોડે તારી દોસ્તી પડતાં તું તેને વધુ ચાહતાં શીખીશ."

"એને જોતાંની સાથેજ મેં તેને ચાહવાનો પ્રયત્ન તો કર્યોજ હતો."

"મારૂં નસીબ તો જો દોસ્ત!" ફ્રેગટચંદે કહ્યું 'મુંબઈમાં કામ શોધવા આવ્યો હતો, પહેલ વહેલો હું જ મળી ગયો; તુરતજ તેને મારી સાથે લઈ ગયો, એક ખાણાવળમાં જમાડયો અને મારી પાસે જગ્યા નહીં હોવાથી સીધો તારે ત્યાં લઈ ગયો."

"હવે તું શું કરવા માગે છે." ફ્રેગટચંદે કહ્યું "આ ઠીંગુ દગડુ બહુ અક્કલવાળો નથી, જોરાવર અને પહેલવાન માણસોમાં બને છે તેમ તેને બધી વાત સમજાવતાં મને એ ત્રણ કલાક લાગ્યા હતા. અને તેને શું કામ કરવાનું છે: એ બધું મેં તેને સમજાવી દીધું છે. એક અખાડામાં દાખલ કરાવ્યો છે. મારે તેની તરફથી કુસ્તીની રમતો ગોઠવવાની; તેના શરીર પ્રયોગોના તમાસા ગોઠવવાના અને દરેક રીતે તેને બહાર પાડવાના અને જે આવક થાય તેમાંથી પચાસ ટકા મારા અને પચાસ ટકા તેના એવી જાતની ગોઠવણ કરવામાં આવી છે. અને આજે બપોરેજ એ બાબતનો અમે કોન્ટ્રેક્ટ પણ કરી નાખ્યો છે. અને મારે હવે આ ઠીંગુ દગડુની જાણે એ મારો કિંમતી ખજાનો હોય તે રીતે સંભાળ લેવાની છે."

"સંભાળ લેવાની એટલે મારા ઘરમાં મુકી જવાનો ?" મેં જરા ચીડાઇને કહ્યું.

"મારૂં આ મ્હેણું સાંભળી ફોગટચંદના ચહેરાપર દુઃખનો ભાવ આવ્યો અને એ કચવાઇને બોલ્યો કે દોસ્ત થઇને તું આવી સ્વાર્થી અને સંકુચિત મનોવૃતિ શા માટે રાખે છે ? તારા ઘરમાં તારા કોચ ઉપર આ પહેલવાન સુતો તો, તેથી શું તારૂ ઘર અભડાઇ ગયું. ઉલટું તારે તો મગરૂર થવું જોઇએ કે જેનાથી તારી અને ટોંડુ દગડુની નામના થશે; તેવી એક જબરદસ્ત યોજના તારા રૂમમાં બેસીનેજ ઘડાઈ."

"ત્યારે શું મારે એમ ધારવાનું કે તું અને તારો પહેલવાન હાલ તુરત અમારે ત્યાં મહેમાન તરીકે રહેવાના છો."

"એ વાતની તું ચિંતા ન કર." ફોગટચંદે કહ્યું. "તારે ત્યાં તો અમે માત્ર બેજ દિવસ રોકાશું. બાકી ત્રીજે દિવસથી ખેતવાડી ઉપર એક અખાડો છે ત્યાંજ અમે બન્ને જઈ રહેવાના છીએ. એ અખાડાની બાજુમાં એક ચાલમાં એક ઓરડી મેં ભાડે લીધી છે, અને ત્યાં અમારા પહેલવાનને હું તાલીમ આપવાનો છું ત્યાં એ અખાડા આગળ એક નાનું થિએટર પણ છે. ત્યાં આ પહેલવાનના શરીર બળના પ્રયોગની શરૂઆત પણ હું બેચાર દિવસમાંજ કરવાનો છું અને તે માટે દરરોજ રાતના પાંચ રૂપિયા તો થિએટરવાળાએ પણ આપવાનું કબૂલ કર્યું છે. અને પેલા અખાડાવાળાઓ પણ આ મારા ટોંડુને જોઈ ખુશખુશ થઈ ગયા હતા અને બોલ્યા કે એ બરોબર કુસ્તીના દાવ શીખે તો જરૂર આખા ઈન્ડીયાનો ચેમ્પીયન પહેલવાન થઇ શકે.

ત્યારપછી એ પહેલવાનનું નામ શું રાખવું તે વિષે મારે અને ફોગટચંદને કેટલોક વખત સુધી ચર્ચા ચાલી.

મેં કહ્યું કે "તેની ફઈએ તેનું નામ ઢોંડુ દગડુ પાડ્યું છે. તે શું ખોટું છે."

"નહિ નહિ ઢોંડુ દગડુ ઉપરથી એ કોઈ પહેલવાન છે, તેવો ખ્યાલ લોકોને આવે તેમ નથી. પહેલવાનોનું નામ તો બોલતાંજ લોકોનું મોઢું ભરાઈ જાય તેવાં હોવાં જોઈએ."

"પ્રોફેસર ઢોંડુ દગડુ" મેં સુચના કરી "નહી..." ફોગટચંદ બોલ્યા. એ નામમાં અંગ્રેજી અને ગુજરાતીનું મિશ્રણ થઈ જાય છે."

"ત્યારે ઉસ્તાદ ઢોંડુ" મેં ફરી સુચના કરી.

"એ પણ મને ગમતું નથી" ફોગટચંદ બોલ્યા આખરે ઘણીજ રકઝક કરી ઢોંડુ પહેલવાનનું અમે નામ પસંદ કર્યું અને અમારો પહેલવાન તૈયાર થતાં છાપાઓમાં એ નામની જાહેર ખબર આપવાનો અમે નિશ્ચય કર્યો.

ફોગટચંદના પહેલવાનનું નામ પાડવાની ક્રિયા પુરી કરી અમે બન્ને છૂટા પડ્યા અને ફોગટચંદ તે દિવસ મારે ત્યાં રહી બીજે દિવસે ખેતવાડીમાં રહેવા ચાલી ગયો.

ફોગટચંદની નવી શોધ તેણે શોધી કાઢેલા પહેલવાનનું નામ પાડી હું તેનાથી છૂટો પડ્યો. પ્લેઝાઉસ્થી સેન્ડર્સ રોડ મારે ઘેર આવ્યો. અત્યાર સુધીનાં મારા મિત્ર ફોગટચંદ ફદોડિયાના સાહસમાં મને હંમેશાં અડધો પડધો વિશ્વાસ રહેતો હતો; કોઈ કોઈ તેના સાહસો તો મને હવાઈ ખ્યાલ જેવા લાગતા હતા, પણ આ ઢોંડુ પહેલવાનવાળું તેનું સાહસ તેને ખરેખર પૈસો ને કીર્તિ અપાવશે એ વાતની મને ખાત્રી થઇ હતી. ઢોંડુ પહેલવાનનું જબરદસ્ત બદન મજબુત સ્નાયુઓ, પહોળી છાતી, અને વિકરાળ ચહેરો જોઈ મારી ખાત્રી થઇ હતી કે કોઈ પણ પહેલવાન સાથે એ કુસ્તીમાં ઉતરી શકશે.

શરૂઆતના થોડા દિવસ ખેતવાડીના તાલીમખાનામાં તાલીમ લીધા પછી એક થિએટરમાં ઢાંકુએ પોતાના શરીર બળના પ્રયોગો કરી બતાવ્યા. અસલના ભીમ અને હનુમાનની યાદ આપતું તેનું રાઠોડી બદન જોઈ ઓડિયન્સ ખૂશ ખુશાલ હતું અને મિનિટો સુધી તાળીઓના ગડગડાટથી તેને વધાવી લીધો. અને ત્યાર પછી શરીર બળના તેણે જે પ્રયોગો કર્યા તે પણ ઘણા હેરતભર્યા હતા. એક લોખંડી કોશ તેને ઘુંટણ પર રાખી બે હાથોથી દબાવી બેજ સેકન્ડમાં વાળી નાખી, અને પાછી બે હાથોથી ખેંચી સીધી કરી નાખી. છાતી ઉપર મોટો જબરદસ્ત પત્થર મુકાવી હથોડાવતી ફોડાવ્યો. અને લોખંડની સાંકળ પોતાની ગરદનની આસપાસ વીંટી બે માણસો પાસે ખેંચાવી, છાતી ઉપર ગાડું ચલાવ્યું. હાથથી સાંકળ તોડી, અને એવા એવા ઘણા હેરતભર્યા પ્રયોગો કરી ઓડિઅન્સને છક કરી નાખ્યું.

એ રીતે ખેલ ખતમ થયા પછી હું અને ફોગટચંદ પહેલવાનને પ્લેહાઉસ ઉપર આવેલા એક ફેશનેબલ રેસ્ટોરામાં જમવા લઈ ગયા. ત્યાં અમારો વિચાર તો નીચે મોટા હોલમાં બેસી માત્ર ચા અને બીસ્કીટ ખાઈ પતાવી દેવાનો હતો પણ ઢાંકુ પહેલવાનનું જબરદસ્ત બદન અને ઓડિઅન્સ તરફથી તેને મળેલા હારતોરા જોઈ હોટલના મેનેજરે ' શેઠ ઉપર છે. ' કહી અમને માન અકરામ સાથે ઉપર મોકલ્યા, હોટેલનો મોટો હોલ જેમાં સંખ્યાબંધ ટેબલોની આસપાસ પુષ્કળ લોક જમી રહ્યું હતું, તે વીંધીને પસાર થતાં દરેક આંખો અમારા એ પહેલવાન તરફ ચોંટી રહી હતી. પેલા થિએટરમાં આવેલાં કેટલાંક માણસો ત્યાં હાજર હતાં, તે તો એક બીજાને પેલા તરફ આંગળી ચીંધી ઢાંકુ પહેલવાનની ઓળખ આપતા હતા, અને અમે જાણે હોટલના મહેમાન હોઈએ એવી રીતે સપ- ળાના ડોળાં અમારા તરફ ફરતાં અને સલામો થતી હતી. ફોગટચંદે

આ જોઈ, મારા કાનમાં કહ્યું કે "જોયું રાજા! આપણી કેવી જબરદસ્ત જાહેરાત થાય છે?"

મેનેજરે હોટલના નીચેના હોટલમાંથી ઉપલા માળા પર માલિકને મળવા મોકલ્યા એટલે મને અને ફોગટચંદને મનમાં લાગ્યું કે અમારૂં ત્રણેનું સ્વાગત હોટલનો માલીક મફત કરવાનો હશે, એથી મલકાતા મલકાતા અમે ઉપર ગયા. ત્યાં માલિકનો ભાઇ મળ્યો. તે તો અમારા પહેલવાનને જોઇ આશ્ચર્યથી દિગમૂઢ થઇ ગયો. અને અમને ખૂબ ખૂબ માન આપી પહેલે માળથી પાછા બીજા માળે મોકલ્યા, અને ત્યાં હોટલના માલિકે અને બીજા બે ત્રણ માણસોએ આવી અમારો સત્કાર કર્યો અને બહુ સુંદર ફરનીચરવાળા એક ઓરડામાં લઈ જઇ અમને બેસાડયા અને એક માણસે આવી અમને 'શું જોઇએ છે' તે પૂછ્યું.

માલેક અમારૂં સ્વાગત કરવાનો છે કે અમારે પોતે સ્વાગત કરવાનું છે એ વાત અસ્પષ્ટ હોવાથી સ્પષ્ટ કરવા મેં પૂછ્યું "આપ શું આપી શકશો?" "આપ જે માગો તે" હોટલના માણસના આ જવાબથી અમને લાગ્યું કે સ્વાગત પરબારૂં થાય છે એટલે અમે તો આઈસક્રીમ દાળભાત અને રોટલી, દૂધ કોલ્ડ્રીંગ વગેરે જેમ મનમાં ફાવ્યું તે મંગાવ્યું. મારી અજાયબી વચ્ચે અને હોટલના માણસોના કુતુહલ વચ્ચે અમારો પહેલવાન આઈસક્રીમની સોળ પ્લેટ ઉડાવી ગયો. બત્રીસ રોટલી ચપાડી ગયો પાંચ શેર દાળ પી ગયો, અને શાકભાજી અને ચટણી તેણે કેટલી ખાધી હશે તેનો તો મને ખ્યાલ રહ્યો નહતો, આ રીતે અમો ઉજાણી કરતા હતા, હોટેલનો માલિક પાછો નહિ ફરકતા મને અને ફોગટચંદને ધ્રાસકો પડવા માંડયો. હોટલનો માલિક જ અમારૂં સ્વાગત કરવા ઇચ્છતો હોય તો અમો ભોજનનો આનંદ લૂટી રહ્યા હોઇએ તે તેમને હાજર રહેવાની તેની ફરજ હતી. પણ એ છેવટ સુધી નહિ દેખાતાં મેં હોટલના એક માણસને નજીક બોલાવી પૂછ્યું તો ખબર પડી કે હોટલના માલિક તો બહાર ગામ ગયા હતા અને

અમારૂં સ્વાગત કરનાર તો માલિકના બીજા ભાઈ હતા. આ વાતનો ખુલાસો થતા ફોગટચંદને આંખ મારી મેં કહ્યું. "કાકા ! આ બધું ખર્ચ તારેજ આપવાનું !"

"અરે પણ આજે પહેલીજ કમાણીની રોકડી દશ રૂપરડી મળી તેમાં અહિં કોણ જાણે કેટલું તણાઈ જશે ?"

"ગમે તેમ પણ આ તો આંધળે બ્હેરૂં કૂટાઈ ગયું, અને આપણને બહુ સારા અને મોટા માણસ જાણી એ લોકોએ આપણને નીચેથી ઉપર અવ્વલ નંબરના ફર્સ્ટકલાસમાં ધકેલ્યા. તો હવે મુંગા મુંગા રૂઆબમાં પૈસા ચૂકવવામાંજ માલ છે" આવી રીતે વાતચીત કરીએ છીએ ત્યાં તો ટેબલપર બિલ આવીને પડયું. અને તેમાં પાંચ રૂપિઆ બાર આનાનો આંકડો જોઈ ફોગટચંદે આંખો ઉંચી ચઢાવી, મોઢું કડવું કરી, તેમણે હોટલના માણસને બિલ ચૂકવી આપ્યું અને બાકી જે પૈસા હતા તે બધા પહેલવાને અને તેમણે અડધો અડધ વેંચી લીધા. ઠેંડુ પહેલવાન આટલું બધું બિલ જોઈ અજબ થઈ ગયો અને ફોગટચંદને કહ્યું કે "આવી ખબર હોત તો હું તો સીધો ચાર ૭ આના થાળીવાળા ખાણાવણમાં જાત." ફોગટચંદે જવાબ આપ્યો કે અહિં પણ ચાર ૭ આનાજ વાપરવાનો મારો ઈરાદો હતો પણ પહેલવાન તારા દેખાવથી અહિં આંધળે બ્હેરૂં કુટાઈ ગયું. હોટલવાળા તને કોઇ રાજા મહારાજા કે નવાબનો ખાસ પહેલવાન સમજી ખૂબ માન આપવા લાગ્યા અને આવું માણસ તો ઉંચામાં ઉંચા ફર્સ્ટકલાસમાંજ જમે એમ સમજી એ લોકોએ અમોને ઉપર મોકલ્યા.'

આ ખુલાસો સાંભળી પહેલવાન ભેંસ જેવું પહોળું મોઢું કરી ખડખડાટ હસી પડયો.

પહેલવાન ઠેંડુ સાથે એ રાતના થોડા પરિચયથી હું જોઈ શક્યો હતો કે તેનું દિલ સાફ હતું. તે બહુજ દયાળુ અને નિકપટ

હતો, પણ તેની બુદ્ધી માટે મને ઊંચો અભિપ્રાય આવ્યો નહિ, એ હોટલના ફર્સ્ટક્લાસમાં જમતી વખતે મોઢામાંથી તેને એક હરફ સરખો પણ કાઢ્યો નહતો. મુંગો મુંગો તે રોટલી અને આઈસ્ક્રીમની પ્લેટો ઉપર હાથ માર્યા કરતો હતો અને તેની આંખો અને મોઢું ધારીધારીને જોતાં મને પ્રતીતિ થઈ હતી કે એની ખોપરીમાં બુદ્ધિ જેવું કશું હતું નહિ.

મુંબઈમાં દાદર પરના શિવાજી થિએટરમાં જબરજસ્ત કુસ્તી થવાની હતી, પાંડુ હરી નામના સરોપુર ગામના ખાસ પહેલવાને પોતાને હરાવનારને ચેલેંજ આપી હતી. અને શિવાજી થિએટરવાળાઓએ એ કુસ્તીમાં જે જીતે તેને રૂા. ૧૦૦૦ નું ઇનામ આપવાનું જાહેર કીધું હતું. દિવસો આગમચથી આ વાતની જાહેરાત થઈ હતી. મુંબઈના પેપરોમાં મોટા મોટા ટાઈપોથી તે વીષે જાહેર ખબર આપવામાં આવી હતી, અને ઢોંડુ પહેલવાન તરફથી તેના "મેનેજર" શ્રીયુત ફોગટચંદ ફડફડિયાએ પાંડુ હરિની ચેલેંજ ઉપાડી લીધી હતી અને કુસ્તીની રમત ગોઠવવા માટે શિવાજી થિએટરના માલીકને લખી જણાવ્યું હતું.

અઠવાડિયાઓથી ખેતવાડી પર આવેલા તાલીમખાનામાં અમારો પહેલવાન ઢોંડુ કુસ્તીના દાવ જુદા જુદા પહેલવાનો સાથે રમી શીખી રહ્યો હતો. ફોગટચંદને અને મને એ જાણીને આનંદ થયો કે બીજી રીતે બોઘો અને બબુચક લાગતો અમારો ઢોંડુ પહેલવાન કુસ્તીના દાવપેચ જલદી સમજી લેવામાં અને જુદા જુદા પહેલવાનો અને મલ્લો સાથે કુસ્તી કરવામાં ઘણો હોંશિયાર બની ગયો હતો. દરરોજ સવારે અમારા એ અડીખમ પહેલવાનને જોવા પુષ્કળ માણસો ખેતવાડીના તાલીમખાનામાં આવતા અને અમારા પહેલવાનનું રાક્ષસી બદન જોઈ આફ્રીન પુકારતા.

મને અને ફોગટચંદને અમારા એ પહેલવાન માટે અમારી એ કિંમતી મિલકત હોય, અમારો એ અણમોલ દાગીનો હોય એવી લાગણી પ્રગટી હતી. અને ફોગટચંદ તો ઘણીએ વખત મને કહેતો "જોઇ લે! રાજા, મેં કેવો સરસ પહેલવાન શોધી કાઢ્યો છે! એ સીધો ચાલે અને બરાબર સૂચના આપીએ તે પ્રમાણે વર્તે તો તો દીકરા આપણે ઘેર ટંકશાળ પડે, આ તો મેં સોનાની ખાણ શોધી કાઢી છે રાજા! આ હજાર રૂપિઆ આપણા ખીસામાં પડી ચૂક્યાજ માન! પાંચસો રૂપિઆ તેને આપશું અને પાંચસો રૂપિઆ આ ફોગટચંદના ખીસ્સામાં પડી ગયાજ છે ને! અને એ પાંચસો રૂપિયા કેમ વાપરવા તે મેં અત્યારથીજ પ્લાન ઘડી કાઢયો છે. રાજા."

ફોગટચંદની એ વાત સાંભળી મને જરા હસવું આવ્યું, મને એ ખ્યાલ આવ્યો કે હજુ તો "ભેંસ ભાગોળે, છાશ છાગોળે અને ઘેર ધમાધમ" જેવું ફોગટચંદ કરી રહ્યો છે. અમારા ઠીંડુ પહેલવાનની શક્તિ પર મને વિશ્વાસ તો બેઠો હતો પણ ઈનામ માટે રમાનારી એ જાહેર કુસ્તીમાં ઉતરનારે મોટા પાયા પર તૈયારી કેમ નહિ કરી હોય એ પ્રશ્ન પણ વિચારવાનો હતો; મેં મારી શંકાઓ ફોગટચંદ આગળ રજુ કરી ત્યારે એ છંછેડાઈ બોલ્યો કે "તું તો હંમેશનોજ એવો મોંકાણિયો રહ્યો. તારામાં મારા જેવી ભવિષ્યમાં જોવાની શક્તિ નથી, તારી કલ્પનાશક્તિ મોટી છે, અને બુદ્ધિ ચાતુર્ય ઘસાઈ ગએલું છે; મને તો એક વિચાર નવોજ આવે તો તેની સાથે એ વિચારની પાછળ આખી નવી યોજનાનું ચોકઠું પાર થઈ જાય છે, અને એ યોજનાનું પરિણામ પણ હું મારી કલ્પનામાં જોઉં છું, એટલુંજ નહિ પણ એમાંથી કેટલો નફો થાય છે તે રૂપિયા આના, પાઇ સુદ્ધાં મને દેખાય છે.

કુસ્તીનો દિવસ નજીક આવી પહોંચ્યો. બે દિવસ પછી દાદરના હિરાજી થિએટરમાં રાતના આઠ વાગે એ જંગી કુસ્તી થવાની હતી;

એક સવારે ખેતવાડીના મેળાવડા સમક્ષ અમારા ઢીંકુ પહેલવાને કમાલ કરી બતાવી, એકલે હાથે તાલીમખાનાના ડઝન પહેલવાનોને પડકાર કરી તેણે એ બધા જાણે લોટની ગૂણો હોય; કોલસાના કોથળા હોય, તેમ એક એક જણને બોચીમાંથી પકડી હવામાં અદ્ધર ઉછાળી જમીન પર ચતાપાટ કરી નાખ્યા. અને અમારો પહેલવાન એટલો બધો તો ગેલમાં આવી ગયો કે તાલીમખાનાની બહાર નીકળી ગલીમાંથી પસાર થતાં એક ગધેડાને તેને માથે બેઠેલા કુંભાર સાથેજ ખભા પર ઉચકી દોડવા માંડ્યું, ગધેડાને પડતું મૂકી તેણે એક વિક્ટોરીયા પાછળથી પકડી રાખી અને વિક્ટોરીયાવાળાએ ગમે તેટલો ચાબુક મારવા છતાં ઘોડો એક ઈંચ પણ આગળ વધી શક્યો નહિ. અમારા પહેલવાનના આવા અદ્‌ભૂત પ્રયોગો જોઈ એ ગલીમાં રહેતા સટોડીયાઓએ તો કુસ્તીને દિવસે અમારા પહેલવાન પર બેટીંગ લેવાનો ઠરાવ કર્યો. અને એ સવારે ઢીંકુ પહેલવાનની તૈયારી જોઈ મને પણ સોએ સો ટકા જરૂર હરીફ મલ્લને પળવારમાં ઉંચકી ફેંકી દેશે એવો વિશ્વાસ બેઠો.

* * *

જે દિવસે કુસ્તી રમાવાની હતી, તેની આગલી રાતે હું ફોગટચંદ, અને અમારો પહેલવાન કોટના એક ફેશનેબલ રેસ્ટોરામાં જમી રહ્યા હતા, અને બીજે દિવસે અમારા પહેલવાનને થિએટરમાં કેવી રીતે લઇ જવો તેને વિષે ફોગટચંદે ઘડી કાઢેલો પ્લાન સાંભળતા હતા. જાહેરાતની બાબતમાં ફોગટચંદ અમેરિકન કુનેહવાળું ભેજું ધરાવે છે, માત્ર દેખાવ ભલે તેમનો ઉરાંગ ઉટાંગ જેવો હોય, હજાર રૂપિયા હોવાની સોએ સો ટકા ખાત્રીને લીધે તેમણે કુસ્તીવાળા દિવસને માટે (મેટીની શોને માટે) એક લાલ રંગની ટેક્ષી આગળથી ભાડે કરી રાખી હતી, ભૂલેશ્વર પર જઈ એક દુકાનમાંથી અમારા પહેલવાનના માપનો રેશમી ઝભ્ભો, અને જરીયાન સાફો ને લઈ આવ્યો હતો. મોટરની બન્ને બાજુ મુંબઈ જમનઝુર ઢીંકુ પહેલવાન એવા અક્ષરોવાળાં પાટીયાંઓ ચીતરાવી રાખ્યાં હતાં, સવારથીજ

એક માળીને અમારા પહેલવાન માટે ફુલના હારતોરા ખેતવાડીના તાલીમખાનામાં લઈ આવવાનો ફોગટચંદે હુકમ કર્યો હતો, સવારથીજ પહેલવાનને મોટરમાં બેસાડી જાહેરાત માટે પેલા પાટીયાંઓ સાથે ફેરવવાનો અમે નિશ્ચય કર્યો હતો. અને ગલીએ ગલીએ લોકો ફૂલના હાર લઈને ઢોંડુ પહેલવાનના ગળામાં નાખે તે પણ અમે અમારા ખર્ચે બંદોબસ્ત કર્યો હતો, અને ઢોંડુ પહેલવાનની જય પોકારવા જલેબી આપી ભાડુતી છોકરા તૈયાર રાખ્યા હતા.

* * *

કુસ્તીનો દિવસ આવી પહોંચ્યો, સવારથી જાણે કોઈનો વરઘોડો કાઢતા હોઈએ એવા ઉત્સાહ અને ધામધુમથી અમે અમારા પહેલવાનને આખા મુંબઈ શહેરમાં ફેરવ્યો, થિએટરવાળાએ છાપામાં ચોકખી જાહેરાત આપી હતી, તેમ છતાં વધારે જાહેરાત કરવા ફોગટચંદે ગાંઠના પૈસા ખરચી છાપાઓમાં અમારા પહેલવાનના ચિત્રો સાથે બધું જાહેર કર્યું હતું. અને સાંજે સાત વાગે ખેતવાડીના તાલીમખાનામાંથી વરઘોડાના આકારમાં દાદરના થિએટરમાં જવાનો અમોએ નિશ્ચય કર્યો હતો. એ દિવસે બપોરે ગીરગામ પરજ એક લોજમાં સ્વાદિષ્ટ પકવાનો જમી અમે લોજના મકાનના વરંડામાં પાસે પાસે ખુરસીઓ મૂકી વાતો કરતા બેઠા હતા; ત્યાં મારા હાથમાં એક ચિત્રોવાળું અઠવાડિક હતું તે માગી લઈ તેમાં એક બાઈનું ચિત્ર હતું તે તરફ અમારો ઢોંડુ પહેલવાન મિનિટો સુધી એકી ટસે જોઈ રહ્યો. મેં જોયું તો એ ચિત્ર મુંબઈની એક સામાન્ય પ્રકારની સિનેમા નટીનું હતું. એ નટી જરા ઠીંગણી અને બદનમાં જાડી હતી, પહેલવાનોને અને કસરતબાજોને સ્ત્રી જાતી તરફ બહુ આકર્ષણ નથી હોતું, તેવો મને ખ્યાલ હતો, જેના મોઢા પર કોઈ પણ જાતની કોમળ રેખાઓ કદી પ્રસરતી નહોતી, એવો અમારો માંસના ડુંગર જેવો ઢોંડુ પહેલવાન આ બાઈને કેમ જોઈ રહ્યો હશે, તે મને સમજાયું નહિ.

મેં ફાગટચંદ સામે જોયું, ફાગટચંદ અને મારી આંખો મળી, મને એની અજાયબી થતી હતી, તે ફાગટચંદ કળી ગયો, અને બોલ્યો કે "અરે એ વાત મેં તને નથી કરી, પછી કરીશ, હું જાણું છું."

ફાગટચંદની વાત સાંભળી ટેંડુએ મારી તરફ જોયું અને બોલ્યો કે "ફાગટચંદ મારી બધી વાત જાણે છે."

"ત્યારે હું તેને પૂછી લઈશ."

પેલી છાપામાંની છબી તરફ જોઈ નિસાસો નાંખ્યો અને એ નિસાસો પણ કેવો જાણે ધમણ ચાલતી હોય તેવો ઊંડો નિસાસો નાંખી મોઢું કાઢી પાછું બંધ કરી દઈ મારી સામે તાકીને જોઈ ટેંડુએ સીધો સવાલ કર્યો કે "તમારા જીગર કદી વિંધાયા છે કે ?"

"હા એક વખત ડોક્ટરે ઈન્જક્સન આપ્યું હતું." "ડોક્ટરની દવાની અમે વાત નથી કરતા." પહેલવાને ગંભીરાઈથી કહ્યું.

"હું તમોને એમ પૂછીશ કે તમારા જીગરમાં પ્રેમનાં બાણ વાગેલાં છે કે ?"

મને પહેલવાનની પ્રશ્નોતરી સાંભળી હસવું આવતું હતું પણ મહામહેનતે તે ખાળી રાખી મેં ગંભીર થવાનો પ્રયાસ કર્યો; મેં ટેંડુને પૂછ્યું કે "તમારા કેમ છે !"

"મારા જીગર વિંધાએલા છે, કપાઇ ગએલા છે, આંખોના બાણ વાગેલા છે."

"કોના બાણ" મેં પૂછ્યું.

"આ છોકરી, ચમેલીના"

ટેંડુ પહેલવાન જેવા માનવરૂપ અથવા તો એ પહાડી બદનના પહેલવાનને દિલ જેવી વસ્તુ હશે કે કેમ એ વિષે મને શંકા હતી, પણ જ્યારે પેલા પત્રમાં આવેલો ચમેલીનો ફોટો જોતાં તેની લાલ

ધૂમ આંખો નરમ બની ગએલી જોઈ, અને એ આંખોની અંદર પ્રેમાગ્નિ રોશની જોઈ મને ઘણી નવાઈ લાગી. અને ચમેલી અને પહેલવાનના કિસ્સા વિષે પડપૂછ કરી વધુ જાણવાની કુતુહલવૃત્તિને હું દબાવી શકયો નહિ.

"આપને આ ચમેલી સાથે કેમ ઓળખાણ થઈ?" મેં પૂછ્યું.

"એ મારા ગામની છે, દૂધવાળી છે, આજ વરસો થયાં હું તેને મુંગો મુંગો ચ્હાતો આવ્યો છું. ચમેલીનું ખરૂં નામ શાન્તા છે, તે જાતની ગોવાલણ છે. ગામમાં દૂધનાં તાંબડા માથે મૂકી એ મહીં વેચવા જતી જ્યારે હું તેને જોઈ રહેતો. હું કઠિઆરો હતો. ગામની પાડોશના જંગલમાં દરરોજ પ્રાતઃકાળે લાકડાં કાપવા જતો, જંગલની પેલી બાજુ બીજું એક નાનકડું ગામ હતું. એ ગામમાં શ્રીમંતોની વસ્તી હતી, શાન્તા દૂધવાળી હમેશાં જે વખતે સવારે જંગલમાં હું લાકડા કાપતો હોઉં, ત્યારે એ જંગલની કેડીમાંથી બીજે ગામે પોતાના ઘરાકોને દૂધ આપવા જતી, અને હંમેશાં એ સૌંદર્યમૂર્તિને નિહાળી હું આનંદ પામતો."

પહેલવાનના મોંઢામાંથી સૌંદર્યમૂર્તિ શબ્દ નીકળતાં મને જરા હસવું આવ્યું, હું શા માટે હસ્યો, તેનું કારણ એ સમજી ગયો, એ બોલ્યો કે મારા દેખાવ ઉપરથી મારા દિલની કલ્પના તમે ન કરતા, આ મારૂં બદન શરીર તો પાછળથી બન્યું હતું, પણ જે વખતની હું વાત કરૂં છું, આજથી પાંચ વર્ષ પહેલાની ત્યારે હું સોળ વર્ષનો પાતળો દુબળો યુવાન હતો, અને શાન્તાએ ચૌદ વર્ષની યૌવનના ઉંબરમાં તુરતજ પગલાં મુકેલાં; એવી યુવતી હતી,—હું શાન્તાના જંગલની કેડીએથી નીકળવાના સમયે જંગલના ગમે એટલા દૂરના ભાગમાં ગયો હોઉં, છતાં પેલી કેડી આગળ આવી પહોંચતો અને દૂર દૂર ઉભો રહિ ઝાડના થડની પાછળ ભરાઈ એ બાળાને નિહાળ્યા કરતો. મારી ગરીબાઈને લીધે, મારા મુફલીસ કપડાંને લીધે, હું મારા

દિદાર એ મારા મનની માનેલીને શરમનો માર્યો બતાવી શકતો નહતો, અને શાન્તા પણ એ વાત જાણતી નહોતી. જ્યારે એ જંગલમાંથી નીકળતી, ત્યારે કોઈ ગરીબ કઠિયારો તેને હંમેશાં નીહાળ્યા કરતો હતો, એક વખત હું જંગલમાં જરા દૂર નીકળી ગયો હોઇશ, ગામના નગરશેઠ માટે વધુ લાકડાં કાપી જવાનાં હોવાથી એક મોટા ઝાડના ઠુંઠાને મારી ફરસીવતી કાપી રહ્યો હતો અને બપોર પહેલાં શેઠને ત્યાં લાકડાં પહોંચાડવાનું વચન આપેલું હોવાથી કામમાં એટલો બધો મશગુલ હતો કે શાન્તાના આવવાના સમયનું મને ભાન રહ્યું નહિ, મારી ફરસીવતી પેલા ઝાડના ઠુંઠાને પુષ્કળ ઘા મારી થાકી જવાથી ફરસી જમીન પર મૂકી હું મારી પછેડીવતી મારા મોં પરનો પરસેવો લુછતો હતો, ત્યાં એક ચીસ મેં સાંભળી. આખું વન જેનાથી ગાજી રહે, એવી એ દિલભેદક ચીસ હતી. ફરસી ખભે મૂકી જે દિશામાંથી ચીસ આવતી હતી. તે તરફ હું દોડયો, તો શાન્તાને થોડી આગળ એક સ્થળે ગભરાઇને ઉભેલી જોઈ, દૂધની મટુકી તેના માથા પરથી પડી ગઇ હતી અને ભયથી ઉજળી રૂની પુણી જેવી બની ગએલી, એ આખે શરીરે ધ્રુજી રહી હતી. તેની આંખો ફાટી રહી હતી, અને જંગલમાં થોડેક દુર આવેલી એક ગીચ ઝાડી તરફ એ જોઈ રહી હતી. જે તરફ તેની આંખ હતી, તે દિશામાં મેં નજર કરી તો ગીચ વાંસની ઝાડીમાંથી બે સળગતા કોલસા દેખાયા, અને ધારી ધારીને જોતાં હું સમજી ગયો કે એક દીપડો ત્યાં ભરાયો હતો. વધુ વિચાર કર્યા વગર અને એ ભયંકર પ્રાણી સામે એકલો કેમ સામનો કરી શકીશ તેની પરવા કર્યા વીના મારી ફરસીની ધાર તપાસી જોઈ, ફરસી ખભાપર મુકી એ છોકરી ને દીપડાની વચ્ચે હું ઉભો રહી ગયો. મેં મારી જગ્યા હજુ તો લીધી ન હતી, ત્યાં એક ભયંકર ત્રાડ મારી દીપડો મારા તરફ ધસી આવ્યો, મારી કોહાડીથી મેં તેના પર ઘા કર્યો, દીપડો ઘાયલ થયો, એ વધુ ઝનુનથી આગળ ધસ્યો, પાછલા પગપર ઉભા થઇ તેને મારા ખભા પર પંજો મુકી મારું માથું કરડી ખાવા પ્રયાસ કર્યો, પણ એજ પળે સમયસૂચકતા

વાપરી મારી પછેડી મારા હાથને વીંટી એ હાથ તેના મોઢામાં નાખી દઈ ખૂબ જોરથી તેને પાછો પાડવા પ્રયાસ કર્યો. તેના દાંત મારી પછેડીના પડોને વીંધી મારી ચામડી સુધી પહોંચ્યા હતા, મારી ફરસીનો ઘા થવાથી, તેમજ તેમાંથી પુષ્કળ લોહી વહી જવાથી દીપડો પણ નરમ પડયો હતો, બહુ જોર કરી હું તેને પાછળ પટકી નાખવા ફતેહમંદ થયો, અને જેવો પડયો કે તરતજ મારી ફરસી ઉપાડી તેના ગળા પર બે ઘા કરી તેને ઘાયલ કરી પૂરો કર્યો. પણ મરતાં મરતાં પણ એ ઝનુની બહાદુર પ્રાણીએ પોતાના પાછલા પગોના નહોરથી મારા પગને ઉઝરડા ભરી ઘાયલ કર્યો–" અહિં પહેલવાને પોતાનું ધોતીયું જરા ઉંચું કરી તેના બન્ને પગો પર દીપડાના નહોરની પડી રહેલી નિશાની બતાવી.

પોતાની વાત આગળ ચલાવતાં ટાંકુએ કહ્યું કે " દીપડો મરણ પામ્યો પણ મને ઘા સખ્ત થવાથી અને મારા પગની માંસલ પેસીઓમાં એ વિકરાળ જાનવરના નખ ઉંડા ઉતરી જવાથી મારા બદનમાંથી પુષ્કળ લોહી નીકળી જતાં હું પણ તે પર નીચે પડયો, અને પછી શું થયું તેની મને ખબર નથી પડી. મારી આંખ ઉઘડી ત્યારે મારા ગામની હાસ્પિતાલમાં હું પડયો હતો. હું જાગૃત તો થયો હતો પણ આંખ બરોબર ઉઘાડી શકતો નહોતો, મગજ ઘૂમ સૂમ હતું. એટલામાં મારા હોઠને કોઈ ફૂલ અડયું હોય એવો આભાસ થયો. મેં ઝબકીને આંખ ઉઘાડી જોયું તો પેલી છોકરી શાન્તા નીચી વળી મારા હોઠને ચુંબન ચોળી રહી હતી. મારી આંખ ઉઘડી જતાં એ શરમાઈ ગઇ લાલચોળ થઈ ગઈ, નીચું જોયું, મેં તેનો હાથ પકડી મારી આંખો સાથે દાબ્યો, તેની સામું જોયું, તેની અને મારી આંખ મળી, ત્યારથી અમારા દિલ એક થઈ ગયાં."

અત્રે જરા ટાઈમ થવાથી મેં મારી ઘડિયાળમાં જોતાં પરે ભરાને કહ્યું કે " મારી વાત વધુ લાંબી થઈ ગઈ નહિ? પણ તેને છેડો હવે હું તમને ટૂંકમાં કહું."

અમારાં દિલ મળી ગયાં હતાં પણ મારી જાત હલકી હોવાથી હું તેની સાથે લગ્ન કરી શક્યો નહિ. મેં નિર્મળ પ્રેમના આવેશમાં તેના બાપ પાસે શાન્તાના હાથનું માગું કર્યું. શાન્તાના બાપે મને ધુત્કારી કાઢ્યો. શાન્તા પણ મારી જોડે પરણવાની હઠ કરી આઠ દિવસ ભૂખી રહી. શાન્તાના બાપે પોલીસની મદદ લઇ મને ગામની બહાર કઢાવી મૂક્યો અને શાન્તાને મારા માર્ગમાંથી દુર કરવા પોતાની નાતના એક શ્રીમંત પણ બુઢ્ઢા સાથે પરણાવી, બહારગામ મોકલી દીધી. હું શાન્તાના સાસરાના ગામે પહોંચ્યો, અને બુઢ્ઢા બણચક ધણીના હાથમાંથી તેને છોડાવવા મેં પ્રયાસ કર્યો. શાન્તાના ધણીએ પોતાના ભાડૂતી પહેલવાનો મારફત મને માર ખવરાવી એ ગામમાંથી પણ કાઢી મૂકાવ્યો; બસ ત્યારથી મેં મારૂં બદન કસવાની શરૂઆત કરી અને પહેલવાનોનાં માથાં ક્યારે ભાંગુ અને મારી શાન્તાને ક્યારે ઉઠાવું એજ ખ્યાલમાં ચોવીસે કલાક રહેતો. મેં મારી પોતાની રીત પ્રમાણે શરીર કેળવવા માંડ્યું. શાન્તાના ધણીના પહેલવાનોનાં માથાં બે વરસ રહીને મેં ભાંગ્યાં, મારા પ્રચંડ રેઢ સાથે શાન્તાના ધણીના ઘરમાં હું ભારે તોફાન કરી આવ્યો; પણ મને પાછળથી ખબર પડી કે પોતાના ધણી સાથે માત્ર ૭ મહિના રહી, કંટાળી શાન્તા મુંબઇ નાસી ગઇ હતી, અને મને તો તોફાન કરવા માટે બે વરસની જેલની સજા થઇ........"

" એ જેલમાંથી છુટી મેં શાન્તા માટે તપાસ કરવા માંડી અને એ મુંબઈ આવી સિનેમાં નટી બની છે, એ સમાચાર મળતાં તેને મળવા હું મુંબઈ આવ્યો, ત્યાં તમારા રોકચંદ અને બંદરપર મળ્યા, અને પછી શું બન્યું તે તમો જાણો છો. "

પહેલવાનનો પ્રેમકિસ્સો પુરો થયો અને ફિલ્મનો સમય થયો હોવાથી અમે દાદરના સિરાજ થિએટર તરફ ઉપડ્યા

× × × ×

દાદરનું શિવાજી થિએટર તમાસબીનોથી ચીકાર ભરાઇ ગયું હતું. કુસ્તીમાં રસ લેતી મુંબઇની જનતા ત્યાં મોટી સંખ્યામાં હાજર હતી. ગોદી ઉપરના નવગણીઓ, તાલીમખાનામાં નિરંતર કસરત કરતા મરાઠા પહેલવાનો, ઉઘાડા માથાના અને માથાથી પણ ઉંચી એવી ડાંગો સાથેના મજબુત ભૈયાઓ; તેમજ મિલ કામદારો અને મર્દાનગી રમતમાં રસ લેતા કૉલેજના છોકરાંઓ થિએટરમાં નજરે પડતા હતા. મુંબઈના બીજા થિએટર કરતાં જ્યાં કુસ્તી રમાતી હોય, તેવા થિએટરનું વાતાવરણ કંઇક ઓર રંગતવાળું હોય છે. હાઈક્લાસ થિએટરોમાં રંગભૂમિ પર નાટકનો કોઈ પ્રસંગ ભજવાતો હોય, ત્યારે પ્રેક્ષકો મુંગા ચિત્રવત્ બની સ્ટેજ તરફ જોઈ રહ્યે છે, અને ક્વચિત ક્વચિતજ કોઇ નટનો સુંદર અભિનય જોઈ અથવા કોઈ રાગણીથી પ્રસન્ન થઈ તાળીઓ પાડી પોતાની પસંદગી દર્શાવે છે, જ્યારે જ્યાં કુસ્તી થતી હોય, અથવા તો મુક્કાબાજીની હરિફાઈ થતી હોય, એવા મેળાવડા, જલસા કે થિએટરમાં પ્રેક્ષકો સ્ટેજ પરના પાત્રો સાથે તન-મય થઈ જાય છે. હરિફ રમનારાઓ, અથવા તો હરિફ કુસ્તી કરનારાઓ તરફ સહાનુભૂતિ બતાવનારા ટોળાઓ બે વિભાગમાં ખેંચાઈ જાય છે. અને કુસ્તી શરૂ થાય ત્યારે દરેક પક્ષવાળાઓ ઓડિયન્સમાંથી ઘાંટા પાડી પોતાના મલ્લને ઉત્તેજન આપે છે, અને સામા પક્ષવાળાનો ફુરીઓ કરે છે. કોઇ વખત આથી ખુદ ઓડિયન્સમાં મારામારી કે બોલાચાલી થવાનો સંભવ રહે છે; પણ આવી રમતો અને જલસાઓમાં પીળી પાઘડીવાળા સિપાઇ દાદાઓની વિપુલ સંખ્યા હોવાથી ગંભીર પરિણામ આવતું અટકે છે.

શરૂઆતમાં નાની નાની કુસ્તીઓ થઈ. લોકો દરેક કુસ્તી વખતે ખુબ ખુબ રસ લેતા હતા અને દરેક પક્ષવાળા પોતાના પક્ષના ઉત્સાહ માટે બુમાબુમ અને શોરબકોર કરી નાખતા હતા. એક બે મુક્કાબાજીની પણ મેચ ગોઠવાઈ હતી. અને ચામડાના મોજા પહેરી મુક્કાબાજી રમતા પહેલવાનોને જોઈ ઓડિયન્સમાંનું લોક ભારે

ગેલમાં આવી ગયું હતું. બેત્રણ જુના જમાનાના લાકડી પટ્ટા અને ઢાલ તરવારના પણ પ્રયોગ હતા, તે પ્રેક્ષકોમાંના ઉત્તર હિંદુસ્તાન તરફના વતનીઓને ઘણાજ ગમ્યા હતા. છેલ્લે ટીંકુ પહેલવાન અને પાંડુ હરિની જબરદસ્ત કુસ્તી થવાની હતી અને તે માટે એ વિશાળ થિએટરમાંનો દરેકે દરેક પ્રેક્ષક બહુજ આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો, એ અંતીમ પ્રયોગ આવતાં પહેલાં થિએટરમાં વચમાં થોડો વખત દશેક મિનીટનો ઈન્ટરવલ આવ્યો હતો. લોકો ચા, પાણી અને પાન માટે થિએટર બહાર ચાલી ગયાં હતાં, અને ઇન્ટરવલ પુરો થતાં થિએટરમાં ઘંટડી વાગતાં પાછા થિએટરમાં જઈ પોત પોતાની બેઠક પર બેસી ગયાં હતાં.

પડદો ઉપડયો, અને વીંગને બન્ને છેડેથી એક બાજુથી અમારો પહેલવાન ટીંકુ અને સામેથી પાંડુ હરિ દાખલ થયા. અને આખું થિએટર તાળીઓના અવાજથી મિનિટો સુધી ગાજી રહ્યું.

તમાસબિનોમાંના કેટલાક જેઓ સરોડિયા મનોવૃત્તિના હતા, તેમણે તો અમારા પહેલવાનનું અડીખમ બદન જોઈ તેના ઉપર બેટીંગ લેવા માંડી, અને હજી તો મેચમાં કોણ જીતે છે, વિજય કોને મળે છે, એ નક્કી થાય તે પહેલાં ઓડિયન્સમાં એ પહેલવાનો માટે શરતો બકાવા માંડી. સામે પહેલવાન પાંડુ હરિ પણ મજબુત બાંધાનો અને જોરેમંદ હતો, પણ અમારા પહેલવાનનું બદન તેના કરતાં જરા ઉંચુ હતું, અને તેની છાતીનો સીનો વધારે પહોળો અને મજબુત હતો. કેટલાક તમાસબીનો તો અમારા પહેલવાનની ગરદન જોઈ આફ્રિન પોકારવા લાગ્યા હતા.

બન્ને પહેલવાનો એ વિશાળ મેદની સમક્ષ છાજે એ રીતે બદન પર કિંમતી જભ્ભા અને માથા પર જરીના સાફાઓ બાંધી સ્ટેજ પર આવ્યા હતા. અમારા હોમચંદે અમારા પહેલવાનને શણગારવામાં કંઈ પણ મણા રાખી ન હતી. બન્ને પહેલવાનોએ હાથ મેળવ્યા

પછી ઝભ્ભા દૂર કર્યા. પાઘડીઓ વીંગમાં ફેંકી દીધી, અને પહેલવાનોની રીત પ્રમાણે એક બીજાને 'નમસ્તે' કરી કુસ્તીના દાવ ખેલવા લાગ્યા. હું અને ફેગટચંદ માનતા હતા કે એ કુસ્તી વધુ વાર નહિ ચાલે, અમારો પહેલવાન સામા પહેલવાનને પળવારમાં પટકી નાખશે, અને પ્રેક્ષકોમાંના ઘણાખરા ઢાંકુ પહેલવાનનું બદન જોઇ અમારા મતને મળતા થતા હતા, પણ કુસ્તી શરૂ થયા પછી અમે સ્ટેજ પર નજર કરી તો અમારો ઢાંકુ પહેલવાન કૈં વિચિત્ર રીતે વર્તતો હોય એમ અમને લાગ્યું. સામો પહેલવાન ચિત્તાની માફક વારંવાર અમારા પહેલવાન તરફ ધસી, તેની સામે કુસ્તીના નવા નવા દાવ અજમાવતો હતો. અમારો પહેલવાન જાણે ઉંઘમાંથી તાજેજ ઉઠયો હોય, તેમ ભારે પ્રમાદ અને શિથિલતાથી પેલાની સામે લડી રહ્યો હતો, અને તે પણ લડવા કરતાં જાણે માત્ર બચાવજ કરતો હોય, તેમ લાગતું હતું.

સ્ટેજ પર જાણે કોઈ ભારે હાથી અને ચીત્તાની કુસ્તી થતી હોય એવો દેખાવ થતો હતો. પાંડુ હરિ ઢાંકુ તરફ ધસે, તેને કોઈ નવા કુસ્તીના દાવથી જકડે, પટકવાનો પ્રયાસ કરે, અને ઢાંકુ જાણે આ બધી રમતજ થતી હોય તેમ બીલકુલ જોશમાં આવ્યા વગર પેલાને દરેક દાવ અજમાવવા દે, અને જાણે પોતે આટલા વખત સુધી કસરતશાળામાં જે બધી તાલીમ લીધી હતી, તે બધી પોતાની કળા ભૂલીજ ગયો હોય તેમ લાગતું હતું.

ઢાંકુ જેવા જબરદસ્ત પહેલવાનને સ્ટેજપર આમ વિચિત્ર રીતે વર્તતો જોઇ ઓડિયન્સ પણ અકળાવા લાગ્યું અને કોઈ કોઈ તો એવી ગમ્મત કરવા લાગ્યા કે ઢાંકુએ આ કુસ્તી માટે તૈયાર થતા વધારે પડતી કસરત કરી હશે અને એ કસરત અને તાલીમ લીધા પછી તેના બદનને તેલથી જે બરાબર માલીસ થવું જોઇએ, તે થયું નહિ હોય, તેથીજ તેનું બદન અત્યારે અણીને વખતે જકડાઈ ગયું

હશે, તેમજ ખાલી ચઢી ગઈ હશે, અથવા તો તેનું હૃદય નબળું પડી ગયું હશે. ફોગટચંદે બેચાર વખત કાનમાં કહ્યું કે " આપણો પહેલવાન જાણી જોઈને જાણે પડતો ન હોય એમ દેખાય છે " તેણે અંદર સ્ટેજ પર જઈ ઢીંડુ પહેલવાનને કંઈક સૂચનાઓ આપી, લોકોને એ નવાઈ લાગી, કે ઢીંડુ પહેલવાન પાંડુ હરિને એક પળમાં ફગાવી દે એવો છે છતાં તે તેમ કરવાની તકલીફ કેમ લેતો નથી. જ્યારે સ્ટેજમાં જઈ આવ્યા પછી એ કુસ્તી જરા લંબાઇ તો ખરી પણ મને અજાયબી એ લાગતી હતી કે જો અમારા પહેલવાનનું બદન ખરેખર કેટલાક લોકો ધારતા હતા તેમ જકડાઇ ગયું હોય તો તે કેમ જલદી ચત નથી થતું.

ઢીંડુ અને પાંડુની કુસ્તી લગભગ પોણો કલાક ઉપર ચાલી. મને આખરે કોઈ મોટું વડપક્ષ વંટોળીયાના સપાટાથી મૂળમાંથી ઉખડી જમીનદોસ્ત થઈ જાય, તેમ અમારો ઢીંડુ પહેલવાન ઓચિંતો જમીનદોસ્ત થયો અને ચતોપાટ થઈ ગયો. પાંડુ હરિની ટોળીવાળાઓએ ખુશાલીના અવાજોથી આખુ થિએટર ગજવી મૂક્યું, પણ ઓડિયન્સના મોટા ભાગપર ભારે નિરાશા થઈ અને કુસ્તી વિષે કોણ હાર્યું અને કોણ જીત્યું એ મત આપવા જે પાંચ પહેલવાનોની કમીટી ઓરચેષ્ટ્રામાં બેઠી હતી, તે પણ ઢીંડુ ઓચીંતો ચત્ત થઇ ગયો તે સમજી શક્યા નહિ, પણ સ્ટેજ પર જે પરિણામ આવ્યું હતું તે પ્રમાણે રૂા. ૧૦૦૦ ની થેલી પાંડુ હરિને આપવામાં આવી, અને તમાસગીનોની ધારણા કરતાં ઉલટી રીતે હારી જવાથી ખસીયાણો પડી ચત થયા પછી અમારો ઢીંડુ પહેલવાન સ્ટેજ પરથી ચાલી ન ગયો, પણ પાંડુ હરિને પર્સ મળ્યા પછી તેની નજીક જઈ, તેની સાથે હાથ મીલાવી, તેને શાબાશી આપી. અમારા પહેલવાનની આવી ઉંચા પ્રકારની ખાનદાની અને ઉદારતા જોઈ તમાસગીનો ખુશ થયા અને અને ઢીંડુને એ હાર્યો છતાં પણ તાળીઓના અવાજથી વધાવી લીધો.

માત્ર ફોગટચંદ ફડફડિયાનું મોઢું પોતાની યોજના ઉંધી વળવાથી લોટ ફાકવા જેવું થઇ ગયું હતું.

રાતે ટીંકુ પહેલવાન, પાંડુ હરિ પહેલવાન, બીજા બે ચાર પહેલવાનો, હું અને ફોગટચંદ બોરીબંદર પરની એક હોટેલમાં જમતા હતા; ત્યાં વાતમાં વાત નીકળવાથી ડાયરામાંના એકે ટકોર કરી કે 'ટીંકુ પહેલવાનનું શરીર જબરદસ્ત છે' પણ તેમાં ચપળતા નથી, જ્યારે પાંડુ હરિ ચીત્તા જેવો ચપળ છે, એટલેજ એ ટીંકુને હરાવી શક્યો.' આ મેણું સાંભળી ટીંકુ પહેલવાનનો હસતો ચ્હેરો ગંભીર થઈ ગયો. તેની આંખમાં સખ્તાઈ આવી. પાંડુ હરિ ઈર્ષા કરતો હતો. તેના તરફ એ પળવાર જોઈ રહ્યો; પછી ખુરસી પરથી ઉભો થયો. અને પાંડુની ખુરસી પાછળ જઈ તેના જમણા હાથથી બોચીમાંથી પકડયો અને જેમ ધોબી લુગડાંની ગાંસડી ઉચકે તેમ તેને અધર ઉચકયો. પાંડુ તો ટીંકુનું આ વર્તન જોઈ ગભરાઇ ગયો. તેને કાકલુદીભરી આંખે ટીંકુ તરફ નજર કરી, ટીંકુને પાછી કંઈ દયા આવી હોય તેમ લાગ્યું, તેણે હરીફ પહેલવાનને પાછો ખુરસી પર મૂકી દીધો, પાંડુ એવો ખસીયાણો પડી ગયો કે હોટલમાંથી સીધો ઘેર ચાલ્યો ગયો, ટીંકુ થિએટરની કુસ્તી સંબંધમાં કૈંક ખુલાસો કરવા જતો હતો, પણ પાંડુ ચાલી જવાથી, અને તેની આજીજીભરી નજરથી ટીંકુ સામે જોવાથી, ટીંકુનો ખુલાસો તેની પાસેજ રહ્યો.

એ બનાવને એક મહિનો વીતી ગયા પછી, એક દિવસે ફોગટચંદ ઝપાટાબંધ મારી ઑફિસમાં આવી મને ખબર આપી કે 'આપણો ટીંકુ તે દિવસે કુસ્તીમાં કેમ હારી ગયો તેનો ભેદ હું જાણું છું.'

'શું ભેદ!' મેં પુછ્યું.

"એજ કે આપણો પહેલવાન દિલનો ઘણો દયાળુ છે, વધારે પડતો દયાળુ છે."

"કેમ શું બન્યું હતું."

"તેની વાત એમ બની હતી રાજા ! કુસ્તી થયા પહેલા થિએટરમાં પડદા પાછળ ઢોંડુ પહેલવાન અને પાંડુ હરિ બાજુ બાજુમાં બેઠા હતા; પાંડુ હરિના મોતીઆ આપણા પહેલવાનનું રાક્ષસી બદન જોઈ પહેલેથીજ મરી ગયા હતા, એવા માણસ જોડે પોતે કદી નહિ ફાવે, તે એ પહેલેથી સમજી ગયો હતો અને તેવી કુસ્તી શરૂ થયા પહેલાં, તેને ઢોંડુના કાનપર પડી કાકલુદીથી કહ્યું હતું કે "મારી બાયડી ઘેર બહુ માંદી છે, મરવાની અણીપર છે, તેને સારામાં સારી ડૉકટરી સારવારની જરૂર છે, આજે રાતે મને હજાર રૂપિઆ મળે તેમાંજ મારો ઉદ્ધાર છે, નહિ તો હું પાયમાલ થઈ જઈશ. તમે તો આવા સેંકડો રૂપિયા સેંકડો વખત મેળવી શકશો." પાંડુના આ કાલાવાલાથી આપણા ઢોંડુ પહેલવાનનું હદય પીગળી ગયું હતું. અને તેની ભણી જોઈને પેલાને દરેક જાતના દાવ અજમાવા દીધા હતા અને પોતે માત્ર થોડોક બચાવ કર્યો હતો, પોતે બીનચપળ રહેવા છતાં પેલો પોતાને પાડી શકતો નથી એ જોઈ તેને એક હજાર રૂપીઆ ખટાવવા એક અટપટા દાવ વચ્ચે આપણા પહેલવાન ચત્તાપાટ થઈ ગયા હતા. અને હોટેલમાં પાંડુ હરિ પણ પોતાની મશ્કરી કરે છે એ જોઈ ઢોંડુ ઉશ્કેરાયો હતો, પાંડુનું અભિમાન તોડવા તેને ઓચીંતામાંથી અદ્દર ઉચક્યો હતો પણ પેલાએ ફરીવાર કાકલુદીથી નજર નાખતાં ઢોંડુને દયા આવતાં તેને તેણે નીચે મૂકી દીધો હતો ને સ્ટેજપરની વાતનો તે ખુલાસો કરવા જતો હતો, તે વાત તેણે મનમાંજ દાબી દીધી હતી. આજે ઘણે દહાડે ખરી વાત મેં તેને આડી અવળી વાતો કરી પડપૂછ કરી મેળવી હતી.

આ રીતે તેને બાઈ આવા દયાળુ પહેલવાન પાછળ પૈસા ખરચ્યા નકામા ગયા."

"ત્યારે એ ધંધો પડતો મૂક."

"નહિ મારી પાસે હજી એક પ્લાન છે. આપણા પહેલવાનને હરાવી કોઈની જોડે કુસ્તી લડાવશે."

" પણ આવા માણસને તું ઉશ્કેરશે, પણ કેવી રીતે ? ઉશ્કેરણીનું ઇંજકસન પણ ઓછું આવે છે ? "

" નહિ મારી પાસે એક પ્લાન છેજ ! "

" શું પ્લાન. ? "

" તેની માશુક જોડે કોઇ બીજા હરીફ પહેલવાનને ઉભો કરી પ્યાર કરવા મોકલવો; પણ તે પહેલાં તેની સાથે ઇનામની અને હરીફાઈની પહેલેથી મેચ ગોઠવી દેવી. આ એકજ રસ્તો આપણા પહેલવાનને ગરમ કરવા માટે બસ છે.

ઉપલા બનાવ પછી ફોગટચંદ બીજે દિવસે મારે ઘેર આવ્યો, અને જાણે તેનો બાપ મરી ગયો હોય તેવું શોકિયું મોઢું કરી કલાકો સુધી આરામ ખુરસીમાં પડી રહ્યો. ફોગટચંદના બીજા સાહસોની માફક તેની પહેલવાન કંપનીનું સાહસ નિષ્ફળ ગયું હતું. ઢીંઢુ પહેલવાન ઉપર તેણે રાખેલી આશા આગલી રાતે નિરાશામાં ફેરવાઇ ગઇ હતી, અને ઢીંઢુ પહેલવાન જેવા જબરદસ્ત પહેલવાનને શોધી કાઢ્યા બતાં અને તેણે એક બાહોશ મલ્લ બનાવવાને તાલીમ આપવા માટે અઠવાડિયાં તો શું પણ મહિનાઓ સુધી બીચારા ફોગટચંદે જે તકલીફ વેઠી હતી, તે ધુળધાણી થઈ ગઈ હતી. તેને મોટી રકમમાં ઉતારવા કરતાં ઢીંઢુ પહેલવાન ખેતવાડી અને પ્લેહાઉસ આગળના સિનેમા થિએટરોમાં જે અંગબળના ખેલો કરી બતાવતો તેમાં ફોગટચંદને સારી આવક થતી હતી, તેનું અને ફોગટચંદનું સીધાખર્ચ, ઓરડીના ભાડાનું ખર્ચ, ધોબીનું ખર્ચ, ચા પાણી હજામત વિગેરેનું ખર્ચ નીકળતું હતું. ઉપરાંત દર અઠવાડિએ દશ વીસ રૂપીઆ બચવા પામતા હતા. પણ ગિરગામ થિએટરમાં પહેલવાન પાંડુ હરિ સામે એક હજારનો ઇનામ લેવાની લાલચે ઢીંઢુ પહેલવાનના પ્રચારકાર્ય માટે ફોગટચંદે જે આંખો મીંચીને ખર્ચ કર્યું : તેમાં તેની આગલી દોલતો બચતોની જે બચત રહી હતી

તે પણ તણાઈ ગઈ હતી, અને બદલામાં છાપાની જાહેરાતના પૈસાનું કરજ એંશી, સો રૂપિયાનું માથે ઊભું હતું.

મને એક બાજુથી ફોગટચંદની દયા આવતી હતી, અને બીજી તરફથી હસવું પણ આવતું હતું.

ફોગટચંદે ઊંડો નિસાસો નાખ્યો, અને "નસીબ ફૂટેલું" એમ બોલી પોતાના કપાળ પર બેત્રણ વખત ટકોરા માર્યા.

"હું તેનો એ અભિનય જોઈ રહ્યો. આગલી રાતના બનાવનું સિંહાવલોકન કરતાં મને પણ લાગ્યું કે ખરેખર ફોગટચંદની સ્થિતિ દયા ખાવા જોગ તો હતી. ટીંકુ પહેલવાનના રાક્ષસી બદન આગળ સામો પહેલવાન કૈં વિસાતમાં ન્હોતો. ટીંકુની તૈયારી પણ સારામાં સારી હતી અને શિવાજી થિએટરના ઓડિઅન્સના નેવું ટકા જેટલો વર્ગ એમજ માનતો હતો કે એ કુસ્તીમાં ટીંકુ પહેલવાનજ જીતશે, પણ દૈવે જાણે ફોગટચંદની મશ્કરીજ કરવા તેના નાક આગળ એક હજાર રૂપિયાની નોટ હલાવી અને છીનવી લીધી.

"તારો પહેલવાન અક્કલ વગરનો છે. એ સાહસ નું માંડી વાળ" મેં ફોગટચંદની દયા ખાતાં કહ્યું.

ફોગટચંદ નિસાસા ખાવામાંથી પરવાર્યો હતો, તેણે જરા ઉશ્કેરાઇ જઈ કહ્યું 'નહિ રાજા ! તું સમજતો નથી. એ માણસ સીધો ચાલે તો કમાલ કામ કરી બતાવે, અને પતિયાળાના ગામા સિવાય આખા હિંદુસ્તાનમાં એવો કોઇ મલ્લ નથી કે જે ભાગ ટીંકુ પહેલવાનની સામો ઉભો રહી શકે.

"પણ તારો એ પહેલવાન પોતે જાતેજ જ્યાં ટાંટિયા પર ઉભો નહિ રહેતો ત્યાં બીજાનો ટેકો ત્યાં તું શું કરીશ? ગઈ રાતનો બનાવ ભૂલી ગયો ?"

"હા એજ મોટી મ્હોકાણ છે રાજા !" ફોગટચંદે કહ્યું અને ઉમેર્યું કે, "વાત એમ છે કે ઢીંડુ અસાધારણ જોરાવર છે, પણ તેનું દિલ બહુજ દયાળુ છે. કુદરત કંઈક કંઈક નખરાં કરે છે. પહેલવાનો, મુક્કાબાજો, અને શમશેર બહાદુરનાં દિલ તો વાઘ જેવાં ક્રુર અને પત્થર જેવાં કઠણ હોવાં જોઈએ. જ્યારે આ મારા પહેલવાનનું દિલ ફૂલ જેવું કોમળ અને મસ્કા જેવું નરમ છે."

"માટેજ હું કહું છું કે એ મસ્કા સાથે કામ પાડવાનું માંડી વાળ."

"નહિ નહિ, ! એમ કદી નહિ બની શકે ?" ફોગટચંદ બોલ્યા 'તું મારો સ્વભાવ તો જાણે છે કે જ્યાં સુધી એક કામનો હું પુરેપુરો છેડો લાવી શકું નહિ ત્યાંસુધી એને હું પડતું મૂકતો નથી, ખરી વાત એ છે કે આ માણસને ઉશ્કેરવાની જરૂર છે. જો ઢીંડુ પહેલવાનનું લોહી ગરમ થાય, તે ઉશ્કેરાય, તે ગુસ્સે થાય, ખીજાય, તો તેની સામે મૂકેલા ગમે તેવા પહાડી જબરદસ્ત હરીફને તે જમીનદોસ્ત કરી શકે છે, હું તો રાજા ! આગળ વધીને એટલે સુધી કહું છું કે ગુસ્સે થયેલા ઢીંડુ આગળ વિકરાળ વાઘને મૂકવામાં આવે તો તેને પણ એ જબરદસ્ત મૂક્કો મારી તેના દાંત તોડી પાડે."

"પણ તેને ગરમ કેમ કરશો ?" મેં કહ્યું. "એ કંઈ પાણીનું તપેલું ઓછું છે કે સગડી કે ભઠ્ઠી પર મૂકીએ ?"

"ગોદીપર મારામારી કરતાં મેં મારી સગી આંખે જોયું હતું કે ઢીંડુએ એકલે હાથે ત્યાં આગળ આવેલી એક હોટેલમાંથી ચાર નરમણી, છ પઠાણ, ... બે મિંયાઓને એ ચીમાંથી પકડી ફેંકી દીધા હતા. પણ એ ... પડેલાં એક નરમણીએ તેના ખભાપર ... ભોરી દીધ ... ... રે કહ્યું.

"તો આગલી રાતે તે થિએટરમાં તેને અંદર બોલાવી તેની બોચીપર ટાંકણી ભોંકી હતે તો જરૂર એ જીતતે."

"હવે મશ્કરીની વાત જવા દે; હું તને અગાઉ જણાવી ગયો કે તેને ઉશ્કેરવાનો રસ્તો તેની પેલી માશુક સાથે કોઈ બીજા પહેલવાનને પ્યાર કરાવવાનો છે."

"પણ એ કેમ બની શકે?" મેં શંકા બતાવી "આવા રાક્ષસી મરદની માશુક જોડે પ્યાર કરવાની હિંમત કયો મૂર્ખો પહેલવાન કરે? મુંબઈના પહેલવાનો અને ઉસ્તાદો જે ટીંડુને ઓળખે છે તે તો આ વાતમાં કદી ઝંપલાવે નહિ."

"એ બધી વાતનો મેં આગળથી વિચાર કરી રાખ્યો છે. ફક્ત મારે એ મારો અખતરો પાર પાડવા માટે થોડા વખત માટે તારી પાસે પૈસાની મદદ લેવી જોઈશે."

પૈસાની મદદની વાત આવતાં હું જરા હોંશિયાર થઈ ગયો અને એ મદદ કોઈ બીજા પાસેથી લે એમ મનમાં ઈચ્છવા લાગ્યો. અને મારી સલામતી ખાતર તો એ વાર્તાલાપ ત્યાંજ અને તેજ પળે અટકાવી નાખવાની મને જરૂર જણાઈ, પણ સિવાજી થિએટરનો આવો રકાસ થયા પછી ફ્રેગરચંદનો બીજો પ્લાન શું હશે એ જાણવાની કુતુહલવૃત્તિ નહિ અટકાવી શકવાથી મેં તેને પૂછ્યું. "તારો નવો પ્લાન શું છે દીકરા?"

"જો મેં કલકત્તા અને પંજાબના પેપરોમાં હિંદુ પહેલવાન સામે ઉતરનાર પહેલવાનને ૨૦૦૦ નું ઈનામ આપવાની જાહેરાત છપાવી છે, અને પંજાબના એક શીખ પહેલવાનના મેનેજર સાથે પત્રવ્યવહાર ચલાવ્યો છે. અને દેલનમાંગ એ પહેલવાનનું નામ છે. તે એ હરીફાઈમાં ઉતરવા તૈયાર થયો છે. ટિકિટના પૈસા અને બે મેનેજરો સરખે ભાગે વહેંચી લઈએ અને દરેક પહેલવાનતરફથી એક

એક હજારની રકમ મુકવામાં આવે અને જે જીતે તે ૨૦૦૦ લઈ જાય એવી મેં ગોઠવણ કરી છે."

૧૦૦૦ની વાત સાંભળી હું આભો બની ગયો, પણ ત્યાં તો ફોગટચંદે ખુલાસો કર્યો કે "મારે તારી પાસેથી એ શરતમાં મુકવાના ૧૦૦૦ રૂપીયા નથી જોઈતા. એ માટે તો નાટક સિનેમાની લાઈનના મેં એક ગૃહસ્થ શોધી કાઢયા છે, જે ટિકિટો વેચવાનો કોન્ટ્રેક્ટ વગેરે તેને આપવામાં આવે તો તેટલી રકમ તે ધીરવા તૈયાર છે. ઉપરાંત એ માણસનાં થોડાં થિએટરો છે, તેની અંદર આ કુસ્તી થાય તે પહેલાં આપણા પહેલવાને થોડા અંગબળના પ્રયોગો કરી બતાવવાના છે, માટે તારી પાસેથી તો અત્યારે સો રૂપિયા જોઈએ છે, જેથી હું લાહોર જઈ એ શીખ પહેલવાનના મેનેજરને મળી બધી ગોઠવણ પાકે પાયે કરૂં. મેં ખબર કાઢી છે એ ઉપરથી એ શીખ પહેલવાન પણ આપણા પહેલવાન જેવો જબરદસ્ત અંગવાળો, લાંબા વાળ અને લાંબી દાઢીવાળો, ઘણો દેખાવડો છે."

"મારે સો રૂપીયાની સગવડ કરી આપવામાં કંઈ વાંધો નથી" મેં કહ્યું "પણ તારો પ્લાન, તારી યોજના શું છે? તે હજુ તેં મને કહી નથી?"

"જોને! પેલા પહેલવાન અને તેના મેનેજરને મુંબઈમાં લાવવા, તેમની છાપામાં ખૂબખૂબ જાહેરાત કરવી. ૨૦૦૦ રૂપીયા પરબારાજ ઉભા કરવા. ટિકિટોના પ્લાનો ભરાઈ ગયા છે. એવી ખોટી બુમો મારી કુસ્તીને દહાડે આપણા કોન્ટ્રાકટરને ખટાવવા, ટિકિટોના ભાવો વધારી મૂકવા એટલે બે પહેલવાનોની કુસ્તી જોવામાં લોકોને મઝા પડે માટે સ્ટેજ પર કુસ્તીને દિવસે અંગબળના જુદા પ્રયોગો, ઈંગ્લીશ ડેન્સ અને પંજાબની પરિસ્તાન નામનીનોના નાચ કરાવવા અને ખેંચાણ એવું કરવું કે રાત આખી મુંબઈ ઉકળી પડે અને મુંબઈના લોકોએ કદી નહિ જોએલું દેખાડવાનો અખતરો કરવો,

પહેલવાન ભાયડાઓની કુસ્તી તો ઘણાએ જોઈ હશે પણ આપણે સ્ટેજ પર રાંડોડી બૈરાંઓની કુસ્તી લડાવવી."

"બૈરીઓની કુસ્તી ?" મારાથી અજાયબીમાં બૂમ મરાઈ ગઈ.

"એમાં નવાઈ શાનો પામે છે," ફોગટચંદે કહ્યું. "ઈંગ્લેંડમાં બૈરાં ક્રીકેટ, ટેનીસ વિગેરે રમે છે. કોઈ કોઈ વખત ફુટબોલની મેચમાં પણ ઉતરે છે તો આપણા બૈરાંઓ શા માટે સ્ટેજ પર ઉતરી કુસ્તી ન રમી શકે ?"

"અરે સુરતની તારી ફુંક મારતા ઉડી જાય તેવી તારી ચંચળો, મણિ, હીરા, અને ધનકુંવર, સુમતિ, સરલાઓ સ્ટેજ પર કુસ્તી રમશે કે ? ફોગટચંદ ખાંડ નહિ ખા ખાંડ ? આ વાત જાહેર કરશે તો લોકો તને બેવકુફ ગણી મૂકશે એટલુંજ નહિ, પણ તારા તમાસામાં ગંડેરીઓ ફેંકાશે."

"એવાં બૈરાં તું લાવશે ક્યાંથી ?"

"આપણી વાણિયણો, બ્રાહ્મણીઓ, લુહાણીઓની વાત નથી કરતો, ફોગટચંદે કહ્યું, "મારી વાત સાંભળ્યા પહેલાં વગમાં બડબડ શાનો કરે છે ? હું સ્ટેજ પર લાવવા માટે મુંબઈની માછણો, ઘોબણો, ગોલણો, અને એવી કામદાર અને ખડતલ જાતમાં શોધખોળ કરી રહ્યો છું. માછણો જાહેરમાં લડી શકે કે નહિ ? યાદ છે તને તે દિવસે, ગ્રાંટરોડ પર તેં પેલી માછણની મશ્કરી કરી હતી અને આપણે બેને નાસતું પડ્યું હતું."

ફોગટચંદનો એ નવો ધખારો સાંભળી હું મૂંગો થઈ ગયો. અને મારી ખાત્રી થઈ કે જાહેરમાં લડી શકે અને બાથમબાથ કરી શકે એવાં કોઈ પણ બૈરાં હોય, તો તે ફોગટચંદે પસંદ કર્યાં તેજ છે.

દોલતસિંહ તેના મેનેજર સાથે રુબરુ આવી લાગ્યા અને ફોગટચંદે તેને ખાસ માન અકરામને કારણે મંદિર આગળ આવેલી

એક લોજમાં ઉતાર્યો અને અમારા પહેલવાન ટોંડુ અને દોલતસિંહના ફોટા પડાવી મુંબઈ અને બહારગામના એક એક પત્રમાં છપાવ્યા, આગલા અનુભવથી ફોગટચંદ આ વખતે રીઢો થયેલો હોવાથી અને આગળ જણાવી ગયા પ્રમાણે લોકોને આકર્ષવા તેણે તે જાતનું વેરાઈટી પ્રોગ્રામ તૈયાર કર્યું હતું તેની ગણુત્રી કરી તેને થિયેટરનો પ્લાન પબ્લીક માટે આગળથી ખુલ્લો રાખ્યો હતો અને ટિકિટોના ભાવ પણ સારી પેઠે રાખ્યા હતા. ઓરચેસ્ટ્રાના દશ દશ રૂપિયા અને બાકીના સાત, પાંચ, ત્રણ, બે, એક એમ ભાવો રાખ્યા હતા. અને ઐરામાં માછણો તરફથી કુસ્તી લડાવવાની હતી એ જાહેરાતથી ટિકિટો ચપોચપ ઉપડવા માંડી હતી અને ખેલને દિવસે થિયેટરમાં એક પણ ખુરસી ખાલી નહિ રહે એવો વિશ્વાસ ફોગટચંદને પહેલેથી આવ્યો હતો.

ફોગટચંદે સૌથી પહેલું કામ પંજાબના પહેલવાન દોલતસિંહ સાથે દોસ્તી પાડવાનું કર્યું. રોજ સાંજે ફોગટચંદ તેને ટેક્ષીમાંનાખી મુંબઈમાં આવેલાં હવા ખાવાના સ્થળોએ લઈ જતો અને તેને જુદી જુદી હોટલોમાં લઈ જઈ ભાત ભાતનાં મિષ્ટાનો ખવરાવી તેને ઘણા થોડા વખતમાં દોલતસિંહનું જીગર જીતી લીધું હતું, અને તે એટલી હદ સુધી એ કુસ્તિમાં, સરતમાં દોલતસિંહ એક હજારને બદલે બે હજાર મુકવા તૈયાર થયો હતો.

બીજા હાથ ઉપર મિસ ચંમેલી ટોંડુ પહેલવાનના ગામની શાન્તા દુધવાળીને હાથમાં લેવાનો અમે ઠરાવ કર્યો. ફોગટચંદનો વિચાર તો ચંમેલીને સીધી દોલતસિંહ પાસે લઈ આવવાનો હતો, પણ સ્ટુડિયો પર તપાસ કરતાં ખબર પડી કે એ જાણીતી એકટ્રેસ બહુ કડક સ્વભાવની હતી અને અજાણ્યા માણસોને એકદમ દાદ આપે તેવી ન હતી.

ફોગટચંદે એ ચંમેલી સાથે ટોંડુ પહેલવાનનું નામ લઈને ઓળખાણ પાડી અને એક વખત એ એકટ્રેસને મળી આવ્યા પછી

ફોગટચંદે મને કાનમાં કહ્યું હતું કે મિસ ચંમેલીને હજી પણ ટીંકુ પહેલવાન પ્રત્યે મમતાની લાગણી છે.

દોલતસિંહ અને મિસ ચંમેલીના વચ્ચે પ્રેમ કરવામાં આવે તોજ અમારો ટીંકુ પહેલવાન ઉશ્કેરાય અને મેચમાં જીતે; પણ ચંમેલીને એ વાત કરવી કેમ? એક રાત્રે અમે મિસ ચમેલીને પાલવા બંદર ફરવા લઈ ગયા અને ત્યાં બહુજ ખુબીથી ટીંકુ પહેલવાનને તે કેવી રીતે મદદ આપી શકે તે વાત છેડી; પહેલાં તો ફોગટચંદે જરા ઉતાવળમાં બોરી નાખવાથી મિસ ચંમેલી અમને છોડીને ચાલી જવાની તૈયારીમાં હતી ત્યાં મેં ધીમેથી ટીંકુ પહેલવાનની અસાધારણ બહાદુરી, શક્તિ પણ તેનો અત્યંત દયાળુ સ્વભાવ એ બધી વિગતો એક પછી એક રજુ કરી. પહેલવાન જો ઉશ્કેરાય તોજ એ કુસ્તી જીતી શકે એ વાત મિસ ચમેલીના મગજમાં ઠસાવી અને અમારી ખાતર, ને પણ ટીંકુ પહેલવાનને જીતાડવા ખાતર તેણે પંજાબના પહેલવાન દોલતસિંહ જોડે અમસ્તા પ્યારનું અભિનય કરવું તે સુચના અમે કરી. મિસ ચંમેલીને એ વાત સ્પષ્ટ જણાવી દીધી હતી કે તેણે કંઈ ખરેખરો પ્રેમ દોલતસિંહ ઉપર કરવાનો ન હતો પણ માત્ર ઉપર ઉપરથી દેખાવ કરવાનો હતો.

પોતાના અનુભવથી ટીંકુ પહેલવાનને નામના અને નાણાં બન્ને મળે એમ છે. તે જોઈ ચંમેલીએ એ અભિનય કરવાનું માથે લીધું. અને એક ગુપ્ત ચોપડીએ ચંમેલીનો દોલતસિંહ જોડે મેળાપ કરાવી આપ્યો અને એ પંજાબી પહેલવાન તો ચંમેલીને જોતાંજ તેનાપર એકદમ આશક થઈ ગયો. એ બંનેના લવ્વડ મગજનુંના અભિનયના કેટલાક ફોટાઓ ફોગટચંદે પડાવી લીધા અને [illegible] [illegible] દિવસે [illegible] [illegible] એ ફોટા ટીંકુ પહેલવાન ઉપર મોકલી આપ્યા અને તેને વાત [illegible] માટે તેની સાથે જોડે [illegible] કરી હતી. [illegible] [illegible] પછી એક [illegible] [illegible] પણ [illegible]

કુસ્તી જે દિવસે થવાની હતી તે દિવસે સવારે ફોગટચંદ મારે ઘેર આવ્યો, ત્યારે એ ભારે ગેલમાં હતો અને બોલ્યો હતો કે "રાજા આજે બેડો પાર; પેલા ફોટા આપણા પહેલવાનને આજે સવારેજ મળી ગયા હશે અને એ આજે એટલો બધો ગરમ થશે કે તે સ્ટેજ પર એ પેલા પંજાબી પહેલવાનનો ખીમોજ કરી નાખવાનો. કુસ્તીની બાબતમાં બે હજાર રુપિયા તો હાથમાં આવી ગયાજ સમજ રાજા અને ઉપરાંત મેં બધો હિસાબ ગણી કાઢયો છે. થિએટરમાં ટિકિટ વેચાશે; તેના લગભગ સાડાત્રણ હજાર રૂપીયા આવશે. એટલે આ એકજ કુસ્તીમાં અત્યારસુધીનુ બધું ખર્ચ નીકળી જવાનું રાજા અને કુસ્તી જીત્યા પછી હું આપણા ઢોંડુ પહેલવાનને ગામે ગામે ફેરવીશ અને દરેક ઠેકાણે ઇનામો જાહેર કરી લાખો રુપિયા અમે પેદાકરશું."

"પણ તારો પહેલવાન કદાચ કુસ્તી ન લડયો તો?" મેં શંકા બતાવતાં ફોગટચંદનો મિજાજ જ્વાળામુખીની માફક ફાટયો તે બોલ્યો કે "દરેક સારા કામ વખતે આવી રીતે અપશુકન કરી મરે છે. નહિં શું લડે તેને એવો ગરમ કરી મૂકયો છે કે આ એક પહેલવાન તો શું પણ પચાસ પંજાબી પહેલવાનો આવે તો એ દરેકને ફૂસ કરી નાખે."

"નહિ, હું તો એમ બોલુ છું કે વધુ સારી રીતે ઠીકઠીક થાય તો સારૂં." પણ હું વધુ બોલું તે પહેલાં 'તું તો એવો અપશુકની-નાળો રહ્યો' એમ બબડી ફોગટચંદ મારી પાસેથી ચાલી ગયા.

શિવાજી થિએટરમાં પાછલા પહોરના સાડા ત્રણ વાગે એ જંગી જબરજસ્ત કુસ્તી થવાની હતી. ત્રણ વાગ્યા એટલે એ ગિરામે હતો તેમ મારી હું એકલોજ દાદર જવા નીકળ્યો. ફોગટચંદે પોતાન ફાલતુ બેન્ચમાંથી પ્રોગ્રામ એવું આકર્ષક ગોઠવ્યું હતું કે એ જોવાનું મને કુતુહલ થતું હતું. મને ટ્રામમાં જતાં મોડું થતાં લગભગ પોણાચારને ટકોરે શિવાજી થિએટર આગળ પહોંચ્યો. ત્યાં ત્યાં જે સીન જોયો એ જોઈ હું દેખતાઈ ગયો: હજારો માણસન

મેદની ત્યાં જમા થઈ હતી, લોકોનું ટોળું ઉશ્કેરાઈ ગયું હતું, થિએટરના બારી બારણા ખુરસીઓનો લોકોના ટોળાએ ખુર્દો કરી નાખ્યો હતો, ટોળીએ જબરદસ્ત હુલ્લડ મચાવ્યું હતું અને સાંભળવા પ્રમાણે થિએટરની ટિકીટ ઓફીસમાં બેસનાર માણસ બેલની આવક ઉચાપત કરી વંજો માપી ગયો હતો અને સ્ટેજ પર જે માણસોને ઉતારવામાં આવવાની હતી તેમને પૈસા નહિ મળવાથી સ્ટેજના કમ્પાઉન્ડમાંજ એ માણસોએ ફોગટચંદને એવો તો પીસી નાખ્યો હતો કે તેને સીધો સ્ટ્રેચરમાં નાખી હોસ્પિટલમાં લઇ જવો પડયો હતો.

અમારા ટાંકુ પહેલવાનનું શું થયું એ વિષે ખબર કાઢતાં લોકોના ટોળામાંના માણસોએ જેઓએ એ સીન નજરો નજર જોયો હતો તેમણે જણાવ્યું કે પંજાબી પહેલવાન મોટરમાં પોતાના મેનેજર સાથે આવી પહોંચતાં ટાંકુ પહેલવાને મોટર પર ધસી જઈ પેલા પંજાબી પહેલવાનને બોચીમાંથી પકડી બહાર રસ્તા પર ખેંચી કાઢયો હતો અને કેના કોથળાને જેમ પછાડે તેમ બે ત્રણ વખત રસ્તા પર એવો ઝીકયો હતો અને એવો ગુંદી નાખ્યો હતો કે દોલતસિંહ ત્યાંનિ ત્યાંજ બેભાન થઈ ગયો હતો અને એ પંજાબીની મદદે બીજા પંજાબી આવી પહોંચતા ટાંકુ પહેલવાને એકલા હાથે ચાલીસ પંજાબીઓને બોચીમાંથી પકડી જાણે કુતરા હોય તેમ ફગાવી દીધા હતા. આખરે પોલીસ ટાંકુ પહેલવાનને પોલિસ ચોકીમાં લઈ ગઇ હતી અને પંજાબી પહેલવાનને સીધો હોસ્પિટલમાં મોકલવો પડયો હતો.

આજના ખેલમાં બે મુખ્ય પહેલવાનોએ તો થિએટર બહારજ કુસ્તી પુરી કરી નાખી, એ જોઇ લોકો ટિકિટના પૈસા પાછા માગવા થિએટર પર ધસી ગયા હતા, જે તકનો લાભ લઈ થિએટરનો કેશીયર જેટલા પૈસા હાથમાં આવ્યા તેટલા લઇ ઉપર જ્યાં'નું તેમ ૫ થઇ ગયો હતો. અને લોકો ફોગટચંદને મારો દેતા થિએટરમાં ધસી ગયા હતા અને ભાંગ ફોડ કરી નાખી હતી: આ રીતે ફોગટચંદના એ નવા સાહસનો પણ તેમનું નસીબ બે કદમ આગળ હોવાથી કરૂણ અંત આવ્યો હતો.

---

# પ્રમુખ

પ્રમુખો, અધ્યક્ષો, સભાપતિઓ, સરનશીનો વિષે કંઈક વિચાર કરીએ. એક બીજા પત્રમાં થોડા દિવસ પહેલાં અનેક જાતના વકતાઓ સંબંધીમાં હું લખી ગયો છું. આજે પ્રમુખ મહાશયોને ઉચકવાને મારો વિચાર છે.

પ્રમુખ એટલે ?–કોઈ જમાત કે જાતની કમિટિ અથવા તો કોઈ એસોસીએશનની વાર્ષિક ચૂંટણી વખતે રીતસર અને કાયદેસર રીતે તે કમીટી કે મંડળના ચૂંટાયલા પ્રમુખ માટે આજે આપણે વિચાર કરતા નથી, પણ સભાઓ, મિજલસો, મેળાવડાઓ અને પાર્ટીઓમાં વ્યવસ્થા જાળવવા માટે એક વ્યક્તિને માન આપી મોટી ખુરસીપર બેસાડવામાં આવે છે, અને જેને પ્રસંગ અને જે કોમની ધર્મની સભા હોય તે પ્રમાણે પ્રમુખ, સરનશીન, સભાપતિ કે અધ્યક્ષ નામ આપવામાં આવે છે, તે વિષે લખવા માગું છું.

× × ×

એકજ જાતના શબ્દો:—પ્રસ્થાનકાર શ્રીયુત રામનારાયણ પાઠકે એક સમયે લખી ગયા છે કે: " આપણે ગમે તેટલા આગળ

વધીએ, ગમે તેટલી પ્રગતિ કરીએ પણ પ્રણાલિકા પ્રમાણે જે સામાન્યતઃ આપણને ટેવ પડી હોય તે છોડી શકતા નથી." આપણી આજુબાજુના બીજા વ્યવહારમાં જોઈશું તો જણાશે કે આપણા હંમેશના વ્યવહારમાં માણસો એકજ રીતે ચાલ્યા જાય છે. સવારના પહોરમાં વિઠ્ઠલવાડીમાં રહેતા ભગુભાઇ જે રીતે મોટી હવેલીએ ઉઘાડે પગે દર્શન કરવા જાય, તેજ પ્રમાણે વર્ષો સુધી જયા કરે છે. રહવારના ચોક્કસ સમયે ભૂલેશ્વરની એ મેડીઓમાંથી ગલીઓમાં વર્ષો સુધી એ ભગુભાઈ જેવા ને તેવા બિલાડીની માફક દોડતા અને મોટેથી "જે" બોલતા દેખાય તેમાંજ યુવાની વીતી જાય, માથા પરના બાલ અને મૂછો પાકી જઇ ધોળી થઈ જાય, છતાં એ ભગુભાઇ તો એના એજ રહે. આવીજ રીતે જ્યારે સભાઓ ભરવામાં આવે ત્યારે સેંકડે પંચોતેર ટકા પ્રમુખો એકને એક ફેશનથી પ્રમુખસ્થાન લે, અને એ સ્થાન પર આરૂઢ થતાં એકજ પ્રકારના—સેંકડો બલ્કે હજારો પ્રમુખો બોલી ગયા હોય એ શબ્દો બોલે.

દાખલા તરીકે સભા મળી હોય. કોઇ માણસ ઉભો થઈ સભામાં હાજર રહી હોય એવી ચોક્કસ પ્રતિષ્ઠિત વ્યકિતની પ્રમુખ તરીકે નીમવાની સૂચના કરે. હાજર રહેલા લોકો કદાચ એને શામજી ભામજી ભુદાચોર ન સમજે માટે પ્રમુખ શાણા સુપ્રસિદ્ધ લેખક અને સદ્‌ગૃહસ્થ છે તેનું ધ્યાન દોરે. જનતામાં, સમાજમાં તેનું સ્થાન કેવું ઉંચુ છે તેનો ખ્યાલ આપે; એ સાથે સાથે વિદ્વાન પણ છે તેની ખાત્રી આપે.

પછી જોઈએ: કદાચ ટીકીપોચી કે હજી દરખાસ્ત મુકી નથી અને તે કદાચ ઉડી જાય એ બપથી બીજા કોઈ બ ઇ ઉભા થઈ તેને ટીવસર ટેકો આપે, અને ત્રીજા ભાઈ વધુ ટેકો આપે, અને પછી તાળીઓના અવાજ વચ્ચે પ્રમુખ મહાશય પ્રમુખ માટે મનાથી જુદી રાખેલી ખુરશીપર બારેખમ મ્હોં કરી બોઠક લે.

× × ×

**શોભિતાના શબ્દો:**—પ્રમુખસ્થાન લીધા પછી આવા એકજ ચીલે ચાલનાર પ્રમુખો સૌથી પ્રથમ તો પ્રમુખ માટે તૈયાર રાખેલી ખુરશીપર બેસી જાય. તાળીઓ પડે ત્યારે કેટલાક માથું નમાવી તેનો સ્વીકાર કરે, કોઇ શરમાળ પ્રમુખ ડોકી નાળીએરની માફક ટાઈટ રાખે; પછી ઉભા થઈ બોલે કે “સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આપે મને બહુ મોટું માન આપ્યું છે. જે માનને લાયક હું નથી. જ્યારે તમે મારા પર એ ફરજ નાખીજ છે ત્યારે તમારા સહકારથી હું એ ફરજ માથે ચઢાવું છું.”

ઉપર હું જણાવી ગયો તેમ સેંકડે પોણોસો માણસો પ્રમુખસ્થાન લેતાં ચાલતા આવેલા ચીલે ચાલી ઉપર પ્રમાણે બોલે છે. બહારગામ એક કોન્ફરંસમાં પ્રમુખ નીમાતાં એક મહાશયથી ભૂલમાં બોલી જવાયું હશે કે “ગૃહસ્થો હું નાલાયક છું” લોકોએ હસવા માંડયું ત્યારે એમણે ફેરવી તોળ્યું હતું. અલબત, આમાં અપવાદો આવે છે. પ્રણાલિકાનો ભંગ કરનારા અને આ રીત છોડી નવી રીતથી શરૂઆત કરનારા પ્રમુખ પણ આવે છે. એક મુસ્લીમ કાવ્ય સંમેલનના યુવાન પ્રમુખે પ્રમુખસ્થાન લેતાં, તડને ફડ જણાવી દીધું હતું કે મારી લાયકાત તમે જાણતા હશો ત્યારેજ તમે મુંબઈથી મને અહીં સુધી બોલાવ્યો. હવે એ લાયકાત હું પુરવાર કરી આપીશ. આ વિષય પર મેં કેટલોક વિચાર કર્યો છે, મારે તમને કેટલીક સૂચનાઓ કરવાની છે, કેટલીક સલાહ આપવાની છે, એ કાર્ય હવે હું હાથમાં લઉં છું.” આમ નીડરપણે કશો પણ ખોટો દંભ, ઢોંગ કે બનાવટી નમ્રતા બનાવવાની પરવાહ કર્યા વગર તેમણે પોતાનું ભાષણ શરૂ કર્યું હતું.

× × ×

**બારેખમ મોઢું:** મને એ વાત નથી સમજાતી કે એક વ્યક્તિને પ્રમુખસ્થાન આપવામાં આવે કે તુરતજ તેઓ બારેખમ કાચું કરી નાંખતા હો. ઘરમાંથી પરણવા જતી વખતે જેમ ગંભીર ડાચું કર

ઘોડાપર ચડે છે, તેમ કેટલાક પ્રમુખો માટે દરખાસ્ત મુકાય અને તેને રીતસર એક બે અને ત્રણ ટેકા અપાયા પછી ગંભીર–સીરીઅસ ડાચું કરી કેમ પ્રમુખસ્થાન લેતા હશે ? પોતે પ્રમુખ નીમાયા છે એ વાત જાણતાં કેટલાકો જેઓ એ સમયની પહેલાં ગમે તેમ હસતા હોય કે ઘાંટા પાડી વાત કરતા હોય તે એકદમ મોઢાને દાબી બંધ કરી દે છે. પાઘડી ડગલો અને બેસ સમા કરી પ્રમુખની ખુરશી આગળ જાય અને પછી કોણ જાણે આખી પૃથ્વીનો ભાર કોઈએ તેમને માથે મૂકી દીધો હોય તેમ દીવેલ પીધેલા જેવું ડાચું કરી પ્રમુખસ્થાને બિરાજે. હસતા હસતા કે સાધારણ કુદરતી રીતે શું પ્રમુખસ્થાન નહિ લઈ શકાતું હોય ? નહિ એ નથી બની શકતું. હું પણ બે ત્રણ સભામાં પ્રમુખ બન્યો છું. અહિંયાં માનસશાસ્ત્રનો એક સિદ્ધાંત ભાગ ભજવે છે. જે માણસ પ્રમુખ થાય તેને કુદરતી લાગે છે કે અહીં હાજર થએલાઓમાં સૌથી લાયક, સૌથી ડાહ્યો અને સૌથી શાણો વિદ્વાન મને ગણવામાં આવ્યો છે; તો મારે હવે એવા દેખાવાનો પ્રયાસ કરવો જોઇએ, સાઈકોલોજીના આ સિદ્ધાંતને લીધે મોટા ભાગના પ્રમુખો પ્રમુખસ્થાન લેતાં ભારેખમ મુખમુદ્રાવાળા બની જાય છે.

× × ×

ધાંધલીઆઃ—કેટલાક પ્રમુખો બહુ ધાંધલીઆ આવે છે. પ્રમુખ તરીકે પોતાની ચૂંટણી થાય કે પ્રમુખની ખુરસીપર જગ્યા લેતાં ભારે ધમાલ કરી મુકે છે. સભા બોલાવનાર સેક્રેટરીને બોલાવે છે. ચશ્મા સાફ કરી કપાળ અને નાકપર ગોઠવે છે. સભાની ચારે બાજુ ઉભા થઈ નજર નાંખે છે. સભાનું પ્રોગ્રામ વાંચી વક્તાઓ કોણ કોણ છે એ જાણી તેમની દિશામાં ડોકી ફેરવે છે. પોતે કાગળ, સ્હી અને ખડીઓ મંગાવી નોંધ લખવા મંડી જાય છે. ફેરમોફાર કરી વક્તાઓની ઓળખાણ એક પછી એક આપી તેમને બોલવા ઉભા કરે છે, અને સભાના પ્રેક્ષકોને મુંઝવી દેવાની કે વક્તાને ખ્યાલથી

સાંભળવાની જાતજાતની સુચના કરે છે. તેને પોતાની વિદ્વતાનું પ્રદર્શન કરવાનો શોખ હોતો નથી પણ તે ધાંધલ ઘણી કરે છે. એક પ્રમુખ મેં એવા જોયા હતા કે તેમની ધાંધલમાં ને ધાંધલમાં ટેબલપરના શાહીના ખડીઆને એમનો હાથ લાગી જતાં એમનું પાટલૂન બુશાહીથી રંગાઈ ગયું હતું, અને એ અકસ્માત બન્યા પછી સભામાં બાકીનાં કામકાજમાં તેમને રસ ન્હોતો આવ્યો.

× × ×

**ઓઠાં જેવા પ્રમુખો:**–કેટલીક સભાઓમાં એવા ઓઠાં જેવા પ્રમુખોને સભાપતિની ખુરશી પર બેસાડી દેવામાં આવે છે કે, એ બાપડા ત્યાં શોભતા નથી. સભાસ્થાનને શોભારૂપ થઈ પડતા નથી અને ઓઠાં જેવા લાગે છે. સભા શાને માટે ભરવામાં આવી છે, વક્તા શું બોલે છે કે બોલી ગયા તે નહિ જાણનારા એવા પ્રમુખો પણ મેં જોયા છે. આવા પ્રમુખો બ્હીતાં બ્હીતાંજ બાપડા પોતાની ફરજ બજાવે છે. વક્તા લંબાણ કરે અને શ્રોતાઓ કંટાળી એક પછી એક સભામાંથી રફુચક્કર થાય. તેમ સભા સ્થાનમાં કોઈ સ્થળે ગડબડાટ, ઘોંઘાટ કે શોરબકોર થાય તો આવા બગુચક પ્રમુખો તેને અટકાવી શકતા નથી.

× × ×

**આપખુદ પ્રમુખો:**–કેટલાક પ્રમુખો તેમની પ્રમુખ તરીકે ચુંટણી થવા પહેલાં મીંયાની મીંદડી જેવા રાંક હોય છે. પણ એ વખત પ્રમુખસ્થાન મળ્યા પછી એવા આપખુદ બની જાય છે કે તેમનાથી વક્તાઓ તથા શ્રોતાઓ બંને કંટાળે છે. આવા આપખુદ પ્રમુખો વક્તાને એક ક્ષુદ્ર જંતુ સમજે છે. ફ્વાગ્યમાંજ તેને બોલવા ઉભો કરે છે, અને બબ્બકાથીજ ઘંટડી મારી તેને બેસાડી દે છે, જેટલો વખત સભા ચાલે એટલો વખત આવા પ્રમુખો પોતાને જાણે ચૌદ ભુવનનું રાજ્ય મળ્યું હોય એમ સમજે છે.

× × ×

**ઉંઘી જતા પ્રમુખો:**-કેટલાક પ્રમુખો પ્રમુખની ખુરશીપર બેઠક લીધા પછી અને વક્તાને ઉભો કર્યા પછી નિરતિ પોતાની ખુરશીપર ઝોલાં ખાય છે યાતો ઘસઘસાટ ઉંઘી જાય છે. રાતે મળતી સભાઓમાં આવું ઘણીવાર બને છે. આવા પ્રમુખો વક્તાના ભાષણ વખતે કોઇ સ્થળે તાળીઓ પડે તો પોતે પણ આંખો બંધ હોય છતાં ધ્યાનમનિ ધ્યાનમાં તાળીઓ પાડે છે.

× × ×

**દોઢડાહ્યા પ્રમુખો;**-કોઈ કોઇ પ્રમુખો દોઢડાહ્યા આવે છે. વક્તાના વિષયોમાં પોતાની આંખ ખુલતી ન હોય છતાં વક્તાની ઓળખાણ આપતાં એ વિષયમાં માથુ મારી ભાંગરો વાટી નાખે છે. અથવા તો ભળતાજ વિષયપર ટાયલું કરી સભાસ્થાનનું વાતાવરણ ડહોળી મારે છે, આવા દોઢડાહ્યા પ્રમુખો. સભા આગળ વક્તાને બોલવાનું છે, તેમને પોતાને નહિ તેમને પોતાને તો આ સભામાં વ્યવસ્થા જાળવવા માટે ચુંટવામાં આવ્યા છે; એ સમજ્યા વગર જે વિષયપર વક્તા બોલવાના હોય તે આખો ખોલી નાંખી બાપડા વક્તાનો ડબ્બો ગુલ કરી નાંખે છે, અને જે સમય પોતાનો વિષય બરાબર રીતે રજુ કરવાને વક્તાને મળવો જોઈએ, એ પોતે પચાવી પાડી વક્તાની સ્થિતિ કફોડી કરી નાખે છે. આવા દોઢડાહ્યા પ્રમુખને પોતાના પાંડિત્યનું પ્રદર્શન કરવાનો ઘણો શોખ હોય છે, અને એ શોખમનિ શોખમાં એ વક્તા અને શ્રોતા બન્નેનો રસ ઉડાડી મુકે છે.

× × ×

**ભુલકણા પ્રમુખ:**-કેટલાક પ્રમુખો સભા બોલાવવાનું કારણ, સભા સમક્ષ શું વિષય રજુ કરવામાં આવનાર છે તે અને સૌથી ભયંકર વાત તો એ મુખ્ય વક્તાનું નામજ ભૂલી જાય છે. મારા એક ભાષણ વખતે એક પ્રમુખે મને રેલ સમજી કાળિયંદના નામથી ઓળખાવ્યો હતો. બીજા એક પ્રમુખે મને ઉંમરમાં મોટો માની જતાં (તે દિવસે મેં કોટ પાટલુન ટોપી પહેરી હતી) ગુરુ ગુજરાતી ભાષ

બોલવા માટે ધન્યવાદ આપ્યો હતો. એ સભાપતિ મહોદયે મારૂં નામ " મસ્ત ફકીર " અને બીજા એક અધ્યક્ષ મહાશયે મને " મસ્ત-પકીર " બનાવી મુકયો હતો. અને એવા એક ડાળી અને દંભી પ્રમુખે ભાષણ વખતે પોતે હાસ્યરસમાં ઉતરી જતાં આબાદ ભસરકો ઘુમાવી પોતાના વિચારથી નહિ પણ પોતાપર સાંભળનારાઓને હસાવ્યા હતા.

× × ×

**આદર્શ સભાપતિઃ**—આદર્શ સભાપતિ તો એનું નામ કે જે દેખાવમાંજ પ્રભાવશાળી અને પ્રમુખ દેખાય. જેનામાં વિદ્વતા હોય પણ જેનું એ પ્રદર્શન ન કરે. જે સભામાં વ્યવસ્થા મેળવે છતાં આપખુદ ન લાગે એવી ખુબીથી વકતાની ઓળખાણ શ્રોતાઓ સમક્ષ આપે કે વકતાને પોતાની શકિતમાં વિશ્વાસ આવે અને તે બહુ સરસ રીતે પોતાના વિષયને રજુ કરી શકે. જે વકતા વિષય પર બોલવાના હોય તેનું જ્ઞાન હોય પણ પોતાના જ્ઞાનનું પ્રદર્શન ન કરે. વકતા બોલી ગયા પછી એવી ખુબીથી પ્રમુખ તરીકે ભાષણ કરી વકતાની રજુઆતમાં કંઈ ઉણપ રહી ગઈ હોય તેને પુરે અને પાંડિત્ય પ્રદર્શન ન લાગે તે રીતે વકતાએ રજુ કરેલા વિષય સંબંધમાં કંઈ નવી વાતો રજુ કરે.

**છાપેલ કાટલાંઃ**—ઘણા ગામો અને શહેરમાં પ્રમુખ તરીકે કેટલીક વ્યકિતઓ ખાસ છાપેલ કાટલાં જેવી હોય છે. કોઇપણ સભા કે મેળાવડા કરતી વખતે પ્રમુખ તરીકે વિચાર કરતાં માત્ર આંગળીને વેઢે ગણાય તેટલીજ વ્યકિતઓ નજરે પડે અને તેથી તેમાંથીજ એકની ચૂંટણી થાય, અને વખતોવખત સભાઓમાં એની એજ વ્યકિતઓ વારંવાર આવવાથી એ અનુભવી પણ બની જાય. કેટલાક પ્રમુખો સભા મળતાં પહેલાં આગ્રહથી પોતાને પ્રમુખ નીમવાની ભલામણ કરે છતાં સભામાં પ્રમુખની ખુરશી લેતાં જાણે પોતાને નવાઈનું માન મળ્યું હોય તેવો ડોળ કરે.

# પાનવાળો



પાનવાળો મુંબઈની એક ખાસ શોભા છે. મુંબઈમાં મ્યુનિસિપલ ફાનસો હશે તે કરતાં પાનવાળાની સંખ્યા વધુ હશે.

આ શહેરની ગલીએ ગલીએ અને કોઈ કોઈ ગલીઓમાં તો એક કરતાં વધારે પાનવાળા હોય છે. એક આરસો, બેસવા માટેનું પાટીયું, ચુના કાથાના બે લોટા અને ભીનાં લુગડાં ઉપર નાગરવેલના પાનનો જથ્થો ગોઠવી દીધો કે પાનની દુકાન થઈ ગઈ.

કેટલાક પાનવાળાઓ દુકાન બહુ રોનકદાર બનાવે છે. ઇલેક્ટ્રીક લાઈટ, ચકચકિત લોટાઓ અને તપેલાં તથા કુંડાઓ આરસાની બાજુમાં ગોઠવી કાચના કબાટોથી બધા ગ્રાહકોને આકર્ષે એવો તેનો દિદાર હોય છે.

પાનવાળાઓમાં ખાસ કરીને કોઈ હોટલ આગળ કોઈ થિયેટર આગળ અથવા તો કોઈ મોખરાવાળી જગ્યા પર બેસતા પાનના દુકાનદારો બહુ વકરો કરે છે. અને કેટલાક પાનવાળાઓ તો કોઈ એમ. એ. થએલા ગ્રેજ્યુએટ અથવા તો કોઈ સરકારી ઓફીસમાં નોકરી

કરતા ઓધ્ધેદારને અદેખાઇ થાય એટલી માસિક આવક લોકોને તાંબુલ ભક્ષણ કરાવી ઉત્પન્ન કરે છે.

એક દિવસે એક પાનવાળાની દુકાને અડધોએક કલાક ઉભા રહી કઈ કઈ જાતના લોકો પાન ખાવા આવે છે તેનું મેં નિરિક્ષણ કર્યું.

કેટલાક તો જેમ લીલા ઘાસને જોઈ ગાય ભેંસ, બકરૂં કે ઘોડું નજીક જઈ મોઢું નાંખે, તેમ કેટલાક માણસો રસ્તે ચાલતાં પાનવાળાની દુકાન નજરે પડતાં સીધા એ દુકાન તરફ હાલવા મંડે છે; અને ખીસ્સામાંથી પૈસો ફેંકી જે ફેશનનું પાન જોઈતું હોય તે પેલો બનાવી આપે કે તુર્તજ મોઢામાં મૂકી ચાલવા મંડે છે.

આ પ્રકારના પાનખાઉઓ માત્ર ટેવથી પાન ખાય છે. તેમની પાન ખાવાની ક્રિયા પાછળ કોઈપણ જાતની બુદ્ધિ કે રસવૃતિ કામ કરતી નથી. મોઢામાં એક પાન ખલાસ થાય એટલે બીજી દુકાને બીજું લે છે.

કેટલાક પાન ખાનારાઓ રસ્તામાં બેચાર દોસ્તો મળી જાય તો પેલા સોબતીઓ ચા કે સોડા માગી વધુ ખર્ચ ન કરાવે, માટે તુર્તજ તેમને નજીકની કોઇ પાનવાળાની દુકાને લઈ જઇ એકેક પટ્ટી આપી વિદાય કરી દે છે. પાન એ ઓછખાણુ પીછાનને મજબુત કરવા માટે એક જાતની મલમ પટ્ટી છે.

કોઈ કોઇ પાન ખાનારાઓ બહુ ચીકણા અને આખડી આવે છે. દુકાનદાર પાસે સારામાં સારૂં પાન શોધાવી, તેની નસો તેની પાસે ઉતરાવી, એલચીના દાણા તોડાવી, પાનમાં નંખાવી, વાળેલા પાનને લવીંગ લગડાવી, એ પટ્ટીને પાનવાળાના હુગડાથી લુછાવી રીતસર સ્વચ્છ પાન બનાવરાવે છે.

પાનવાળાના કેટલાક ઘરાકો પાનની દુકાન આગળ જઈ આરસા સામે જોઈ પોતાની પાઘડી કે ટોપી સરખી કરે છે. વાંદરાની માફક

આરસામાં જોઇ ચાળા કરે છે. દરમ્યાન ચપરખંધો પાનવાળો રકાબીમાંથી સોડેલી સોપારી પાનમાં નાખી દે છે.

મુંબઈના પાનવાળાઓમાં મોટે ભાગે ત્રણ જાત હોય છે. ભૈયા, ઘાટી અને મુસલમાન. કોઈ કોઈ સ્થળે મદ્રાસી પાનવાળાઓ ફુટી નીકળે છે. મુંબઈના એક ચોક્કસ લત્તામાં ચરોતરના એક પાટીદાર ભાયડાએ પાનની દુકાન ઉઘાડી છે.

ફ બજાર વગેરેના લત્તામાં કોઇ કોઈ નવા ગુજરાતીએ પણ એ નવા સાહસમાં ઝંપલાવ્યું છે.

હીંદુ પાનવાળા કરતાં મુસલમાન પાનવાળાની યાદદાસ્ત વધુ તેજદાર હોય છે. અને હિંદુઓની સરખામણીમાં મુસલમાનો અને તેમાં પણ ખાસ કરીને વહોરાઓ અને મેમણભાઇઓ સૌથી વધુ પાન ખાય છે. કોઈ મુસલમાન હોટલ આગળ તમે ઉભા રહો તો હોટલમાંથી બહાર પડતાં ઘરાકોના મોઢાં જોઈ, દરેક મોઢું દરરોજ કઈ જાતનું પાન ખાય છે તે પેલો ચપળ પાનવાળો સમજી જવાનો.

કોને કતરીમસાલા, કોને ગંગા જમના, સળીકાઠી, કોને ટુકડા સોપારી, પત્તિકા તંબાકુ જોઈએ છે તે જાણી આપવાનો.

મુંબઈના સદ્દભાગ્યે પાન વેચનારી તંબોલણો આ શહેરમાં ઓછી છે. જેથી કલકત્તાને લખનૌ સાથે સરખાવતાં મુંબઈની પાનની દુકાનો જરા નિર્મળ વાતાવરણવાળી રહી છે. જ્યારે કલકત્તામાં તો પાન ખાનારા પંખેરાઓ કોઈ મનોહર તંબોલણની કાળી કાળી આંખો જોઈ ભમરાની માફક પાનની જાતની પરવા કર્યા વગર તેની દુકાન આગળ ડમરચા કરે છે.

મુંબઈમાં કેટલાક વર્ષ પહેલાં યુરોપિયન આગળ ચોક્કસ ટેવથી એક પાનની દુકાનમાં બેસી તંબોળનું ખેલતી. અને સટ્ટાબજારમાં સટ્ટો ખેલતા ગમેતા, અથવા આંક ફરકની રમત રમતા ગમેતા

પાસો ઉંધો પડતાં નિરાશ થતા, નવી પ્રેરણા મેળવવા પેલી તંબોળણના હાથનું પાન ખાવા ગલીની બહાર આવતા.

મુંબઈમાંથી વહોરા, મેમણ અને દક્ષિણીઓ બહારગામ ચાલી જાય તો મુંબઈની સેંકડે નવાણું ટકા પાનની દુકાનોના ડબ્બાં બેસી જાય.

ચોપાટી પર કેટલીક ફેશનેબલ પાનની દુકાનો નીકળી છે. ત્યાં લખનૌ ને દિલ્હીની નકલ કરી એક પૈસાનું નહિ, પણ એક આના, બે આના, ચાર આના, અને કોઈક વખત તો પાંચ રૂપીઆની એક પટ્ટી કોઈ બાપ કમાણીવાળા શોખીન સહેલાણી અને રસિકજન માટે તૈયાર કરવામાં આવે છે.

આ ઉપરાંત 'પોતે જાતે પોતાની દુકાન' એવા ફરતા પાનવાળાઓ મુંબાઈમાં ઘણા ફરે છે. આ જાતના પાનવાળાઓ મોટે ભાગે યુ. પી. તરફના મુસલમાનો હોય છે. મુંબઈની કોઈ પણ કોમને સૌથી વધુ પાન ખાવા માટે ચરપાવ આપવાનો વિચાર હોય, તો તે માન આપણા વહોરા બિરાદરો જરૂર લઈ જાય. અને સૌથી ઓછું પાન ખાનારી કોમ તે પારસીઓ છે.

---

# રડવા કૂટવાનો રિવાજ.

આપણી ગુજરાતી હિંદુ સંસ્કૃતિ જાળવી રાખવા આપણે આપણી જુની કળાઓ અને રીતરીવાજો કૃપણનાં ધનની માફક સાચવી રાખવાં જોઇએ. કળા ગમે તેવી હોય પણ આખરે તે કળા જ છે. અને તેટલા ખાતર પણ મમતાથી તેનું જતન કરવું જોઈએ, અને ઉત્સાહ અને ઉલ્લાસથી તેની ખીલવટ કરી તેનો વિકાસ સાધવો જોઇએ.

મરણ વખતે આપણાં ગુજરાતી હિંદુ બૈરાંઓ જે ઘુમટો કહાડી રૂદન કરે છે, અને કંઇક માઠો બનાવ બન્યો છે તેની ગ્રામવાસીઓને પ્રતિતી કરાવવા મરનારનાં ઘરની આગળ ધોરી રસ્તા પર ઉભાં રહી જે કૂટે છે અને છાજીયાં લે છે તે એક બહુ સારો રીવાજ છે. અને સુધારકો અને દોઢડાહ્યાઓ તેની સામે ગમે તેટલો બખવાદ કરે છતાં આપણી સંસ્કારી અને કેળવાયેલી બ્હેનોએ આ જુના, જાણીતા અને સુંદર રીવાજનો કદી પણ ત્યાગ કરવો જોઇએ નહિં.

જેમ હાસ્ય અને નૃત્ય, તેમ રડવું અને કૂટવું એ માનવ સ્વભાવનું કુદરતી લક્ષણ છે. તેને માટે ખાસ પ્રયાસ નથી કરવો

# રસોઇયાઓ વિષે કાંઇક

રસોઇયાઓ, મહારાજો, બબરચીઓ, આપણા સમાજનું ઉપયોગી અંગ છે. શ્રીમંત હોઇએ તો આપણા રસોડે એનું અસ્તિત્વ આવશ્યક છે. એ પાત્ર સારૂં મળ્યું હોય તો બંગલા કે ઘરનો શણગાર છે અને સ્થિતિ સાધારણ હોય તો માથે પડતું પ્રાણી છે ! ગમે તેમ, પણ શું આ દેશમાં, કે યુરોપ અમેરિકા આદિ સુધરેલા દેશમાં, કુક, રસોઇયા, બબરચી સમાજનું ઉપયોગી અંગ છે જ; પેરીસમાં તો તેના મુકુટ મશહૂર શેફો ( Cholo ) મોટમોટા રાજામહારાજાઓ અને અમીર કુટુમ્બોને પાકશાસ્ત્રની પોતાની કાબેલિયતથી આંજી નાખે છે. પેરીસ અને લંડનમાં કેટલાંક એવાં રેસ્ટોરાં હોય છે, જે પોતાના ફ્રેન્ચ કુક ઉપર મદાર બાંધી પોતાને ત્યાં તૈયાર થતાં પકવાનો અને વાનીઓની જાહેરાત કરે છે.

આપણે ત્યાં-અનેક પ્રકારના રસોઇયાઓ આવે છે. જેવા કે વૈશ્નુર રસોઇયાઓ, પુરબીયા રસોઇયાઓ, ખાપરા રસોઇયાઓ, ખાનદાન [illegible] કરતા રસોઇયાઓ, મેવાડા મહારાજો, રસિક બાઇઓ કુટુમ્બ અને ગૃહના નકીબ સમાન ગણાતા પાકશાસ્ત્રીઓ; વગેરે નોંધ કરવામાં

કોન્ટ્રેક્ટર–મુંબાઇમાં એક ગુગળી રસોઈયો મેં જોએલો. જે મોટી રસોઈના કોન્ટ્રાકટરો લેતો. જેમ મીસ્ત્રીઓ મકાન બાંધવાના કોન્ટ્રાકટો લે, એંજીનિયરો રેલ્વે અને પૂલો બાંધવાના કોન્ટ્રાકટો લે, તેમ આ ડોસા મુંબઈની શ્રીમંત અને ઉજળી ન્યાતોના જમણવારોના કોન્ટ્રાકટો લેતા; અને એ કોન્ટ્રાકટોમાંથીજ તેમણે પાંચ પૈસા મેળવેલા. કોઇપણ ઘરાકની પાસે જાય ત્યારે કયારે જમાડવું છે, કેટલાં માણસો જમાડવાં છે, શું જમાડવું છે, છૂટે હાથે જમાડવા છે કે કરકસરથી, સુંદર સ્વાદથી કે સાદેસાદાં જમાડવાં છે, એ બધું પૂછી લેતા અને વાડીનો કબજો લઈ તમે માગો તે વખતે તમારા ઓર્ડર મુજબની રસોઈ તૈયાર રાખતા. દસહજાર માણસોને પેટભરીને દહીવડાં ખવડાવવાં હોય, ત્યારે દહીં કેટલું જોઇએ, લોટ કેટલો જોઇએ, મરચાં-મસાલો કેટલો નાખવો અને એ તૈયાર થતાં કેટલો વખત લાગે, તેની અંદર લાકડાં કે કોલસા કેટલા બળે, એ બધોએ હિસાબ આ "કોન્ટ્રાકટર"ની આંગળીનાં ટેરવાંએજ રમતો હોય!

"શેર ઘી જોઈશે"!–મારા એક શ્રીમંત દોસ્તને ત્યાં નવો જ રસોઈઓ રહેવા આવેલો. એ સુંદર ભરાવદાર શરીર અને રુષ્ટપુષ્ટ બદનવાળો હતો. તેને શું બનાવતાં આવડે છે અને શું નહિ, એ હજી તો ઘરનાં બાઈ તેને પૂછે છે, તે પહેલાંજ કોઈ કુશળ કારીગરની અદાથી તેણે સ્પષ્ટીકરણ કરી નાખ્યું કે "હું બીજા મહારાજો જેવો નથી. શેરનું ઘર એ મારું ઘર હું સમજતું છું. એક દાણાનો પણ મારે હાથે બગાડ નહિ થાય. અહીં રહેવા આવ્યું તે દિવસે તમે બધા તોળાઈ જુઓ; પછી એક મહિનો મારા હાથની રસોઈ જમતાં તમારામાંથી કોઈ માંદુ ન પડે અને બધાનાં વજન વધે તો જ મારે પગાર લેવો, નહિ તો હરામ છે! પગાર તમારી ખુશી પડે તેટલો આપજો, પણ સેવકને રોજ પડો એક શેર ઘી જોઈશે! અને મારી ખુશી પ્રમાણે હું રસોઈ બનાવીશ અલબત્ત, તમારા બધાના સ્વભાવ અને ખાસીયતો જાણી લઈ, તને ખુશ થઈ

જાઓ એવી રસોઈ બનાવીશ, અને હું શું બનાવીશ તે બાબતમાં તમને હંમેશાં કુતૂહલમાં જ રાખીશ !"

કુટુમ્બે એ રસોઈયાને રાખી લીધો અને થોડા જ દિવસમાં સૌને પ્રતીતિ થઈ કે માણસ ખરેખર પોતાની કળામાં કારીગર હતો. શાક ભાજી, ઘી, દાણોદુણી, તેલ, પોતે લેવા જતો, ભાવ કસીને માલ સારામાં સારો લાવતો અને દરરોજ સાંજ અને સવાર જમવા બેસતી વખતે મહારાજે આજે નવું શું કર્યું છે એ કુતૂહલ સહેજે રહેતું, પંદર રીતે તો એ ભીંડાનું શાક બનાવતો, વીસ જાતની વેણુની વાનીઓ બનાવતો ! જુદી જુદી રીતે જુદી જુદી દાળો કરતો; ઉપરાંત કુટુમ્બમાંથી કોઇ માંદુ-સાજું હોય તો તેને કેવો ખોરાક માફક આવશે તેની બરોબર કાળજી રાખી, તેને પચતો ખોરાક તૈયાર કરતો.

અભડાઈ જતા રસોઈયાઓ-બ્રાહ્મણ સિવાયની બીજી જ્ઞાતિઓમાં રસોઇ કરતા મહારાજો ખુદ જેને ત્યાં રસોઈ કરતા હોય તે શેઠીઆઓથી અને તેના ઘરના માણસોથી અભડાઈ જવાનો દમામ રાખે છે. એક જૈન વણિક કુટુમ્બમાં ઘરના માણસોને મહારાજની કોટડીમાં પગ મૂકતાં એ 'નામદાર'ની રજા લેવી પડતી. તેમ ભોજન સમયે દરેકે કયાં બેસવું, કેવી રીતે બેસવું, એ બધું મહારાજ પોતે જ નિયત કરતો ! મહારાજ પીરસતા હોય તે વખતે કુટુમ્બનું કોઇ છોકરું તેમને અડકી જાય તો સીધા નળપર જઈ, સ્નાન કરી નાખી, બીજો મુગટો પહેરી, પછી જ રસોડામાં પ્રવેશ કરે ! અમુક ઋતુમાં અમુક શાક ન ખવાય એવી મહારાજની આજ્ઞા હતી ! અગીઆરમ-અમાસને દહાડે મહારાજ ઘરના માણસોને પરાણે ઉપવાસ કરાવતા ! મહારાજ એટલા બધા ફલી ગયા હતા કે કુટુંમ્બના શેઠની માંદીને કે દાયી સુધીના માણસો તેમનાથી થરથરતા !

મેલાઘેલા :-કેટલાંક કુટુમ્બોમાં રસોઈયાઓ તદ્દન મેલાઘેલા અને ગંદા રહે છે. કુટુંબના માણસો પોતાની સ્થિતિ સારી છે એવું

બતાવવા અને અમારે ત્યાં ભટ છે એવો અડોસીપડોસીઓમાં ગર્વ લેવા ખાતર જ રસોઈઆ રાખે છે. તેને એ લોકો રસોઈ માટેનું માત્ર મામુલી પ્રાણી સમજે છે, અને સ્વચ્છ વસ્ત્રોમાં સ્વચ્છ રીતે તૈયાર થએલી રસોઈ જમવી, એટલી સંસ્કારિતા એ કુટુંબોમાં હોતી નથી. એટલે જેવું કુટુમ્બ તેવા તેના મહારાજ હોય છે. ઘરના શેઠ પણ બહારથી આવી, પાઘડું ખીંટી પર મૂકી, હાથ મોઢું ધોયાં ન ધોયાં, ને "લાવ મા'રાજ થાળી. પીરસી કે ?" કહી રસોડામાં જઈ પાટલા પર જમાવતા હોય; ત્યારે મહારાજ પણ, દર અમાસે જ ધોવાતો મેલોડાટ મુગટો પહેરી, ઉઘાડે શરીરે, ચોટલી હવામાં ફરફરી રહી હોય, સગડી આગળ બેસવાથી મીણબત્તીની માફક શરીરમાંથી પરસેવારૂપી રસ ઓગળતો હોય, અને હડપ કરતે તપેલામાં દાળનો કડછો નાખી એ કડછા સાથેજ શેઠને દાળ પીરસવા પધારે તો તેમાં કાંઈ નવાઈ ખરી ? એવા એક અનઘડ કુટુમ્બના રસોઈયાને એક હાથે દાળમાં વઘાર દેતો અને બીજે હાથે બીડીઓ ફૂંકતો મેં સગી આંખે દીઠેલો !

**ચાંગલા રસોઇયાઓ**—જ્યાં શેઠીઆઓ ઘરમાં ધ્યાન આપતા ન હોય અને શેઠાણીઓ ભોળીભટાક અને ગમાર હોય, એવા કુટુમ્બના રસોઈયાઓ ચાંગલા અને લાડકા થઈ જાય છે. રસોઈ કરતાં કરતાં અને કુટુમ્બના માણસો તથા મહેમાનોને પીરસતાં પીરસતાં આ "લાડકાં પ્રાણીઓ" આખા ગામની ચોવટ કરે ! શેઠને 'ફ્યુચર'ના ભાવ પૂછે અને બાઈ હવેલીએ દર્શન કરવા ગયાં ત્યારે કેટલા પૈસા મૂકી આવ્યાં, તેની ચોખવટ કરે ! આવા રસોઈઆઓ ઘરને જોખમ સમાન છે અને એવાઓને જલદી રજા આપવામાં આવે એમાં કુટુમ્બનું હિત છે.

**પુરકના રસોઇયાઓ**—કેટલાક મહારાજને ખાખાખાઉ અને ઉડાઉના હરામ હોય છે. તેને નોકરીએ રાખ્યો હોય ને દિવસે જેટલા માણસોની રસોઈની ઓર્ડર કરી હોય, તેનાથી એકાદ વ્યક્તિ પણ

જમવામાં વધી જતાં આ 'પાકશાસ્ત્રી'ના મગજનો પારો ૧૦૦ ડીગ્રી ચઢી જાય છે! આવા આળસુ રસોઈયાઓ મહેમાનોરૂપી ગરીબ માનવપ્રાણીઓના કટ્ટા દુશ્મનો હોય છે. તે પરોણાને, શેરે પરાણે આણેલી એક બલા સમજે છે, અને મહેમાન પાટલા પર બેસે ત્યારે મોઢાનો તોબરો ચઢાવીને એવી ફેશનથી તેને પીરસે કે વધુ દિવસ રહેવાની તો વાત બાજુએ રહી, પણ ફરી પાછો એ ઘેર જમવાની પણ હિંમત ન કરે! આવા રસોઈઆને ઠેકાણે લાવવાનો એક જ રામબાણ નુસખો છે અને તે ચાટલાનાં દર્શન! કાઠિયાવાડના એક કુટુમ્બમાં આવો એક રસોઇઓ હતો, તેની નામના મેં છેક બીજે ગામ સાંભળેલી. ત્યાં મહેમાન થતાં પહેલું કામ મેં એ કર્યું કે રસોડામાં મહારાજને મળી આવ્યો. કોઈને કોઈ બહાને તેની મૈત્રી સાધવા પ્રયાસ કર્યો, અને તેનું મન પ્રફુલ્લિત રાખવા મુહૂર્તમાં જ ગાયો અને બ્રાહ્મણોની હું હમેશાં પૂજા કરું છું એ સિદ્ધાંત સંભળાવી દઇ એના કરકમળને વિષે એક ચાટલો પધરાવ્યો! પછી પંદર દિવસ એ કુટુમ્બ સાથે રહ્યો–મહારાજ મને જોઇ ઓછા ઓછા થઈ જતા!

"ચાંપલી, બોઘણું માંજી આવ!"—કાઠિયાવાડના મોટા અમલદારને ત્યાં હું મહેમાન થએલો. એક દિવસ કોણ જાણે ક્યાંથી અને શાથી ઘી વિષે વાત નીકળી. પોરબંદરનું ઘી સારું કે ભાવનગરનું, એ ચર્ચા થઈ. ચર્ચામાંથી મોટાં ઘરોમાં ઘીના થતાં બગાડની ચર્ચા ઉદ્‌ભવી અને ચર્ચાના આવેશમાં ને આવેશમાં બાઈથી જરા બોલી જવાયું કે પોતાને ત્યાં એક અઠવાડીઆમાં માત્ર પાંચ મહેમાનો આવ્યા હતા ત્યાં તો ત્રણ ડબ્બા ઘી ખલાસ થઇ ગએલું! બાઈ અને ઘરનાં બીજાં બધાં માણસો એમ જ સમજતાં હતાં કે તેમને ત્યાં બહારગામથી મહેમાનોની જે ભરતી રહે છે તેને લઈને જ ઘી, તેલ, દાળોદુણી વગેરેનો વપરાશ વધારે થાય છે, બાઈના પતિ મોટા અમલદાર હતા, પૈસે લખપુર હતો એટલે તે બાબતમાં કોઈ ઉંડું ઉતરેલું નહિ. પણ મને "શેરલોક હોમ્સ" થઈ જવાનો વિચાર

ગયો. મહેમાનોને ઘરના બીજા માણસો કરતાં વધુ ઘી મળતું નથી, એ વાત હું જાણતો હતો, ત્યારે ઘી જાય ક્યાં? પછી તો ચોરી અકસ્માત જ પકડાઇ ! નવ વાગે એ વિશાળ બંગલાના ઓટલા ઉપર હું ઉભો હતો, એટલામાં બંગલાના પશ્ચાત ભાગમાં આવેલું બારણું ઉઘડ્યું. દૂર કુવે કામ કરતી એક બાઈને મહારાજે બૂમ મારી "ચાંપલી લે, આ બોઘણું માંજી આવ !"

ચાંપલીએ મહારાજ તરફ અર્થસૂચક નજર ફેંકી, નજીક જઈ બોઘણું હાથમાં લીધું અને કુવે માંજવા જવાને બદલે બંગલાના કંપાઉન્ડની બહાર નીકળી, તે ગામ તરફ જવા લાગી. હું પણ જલદી ઘરમાં જઈ ડગલો ને ટોપી પહેરી પેલી જાણે નહિ તેમ તેની પાછળ પાછળ ગયો. ગામ બંગલાથી બહુ દૂર ન હતું. ગામમાં એક ઘર આગળ જઈ વાલીબાઈ નામની એ કામવાળીએ કોઈને બૂમ મારી. પેલાં મહારાજનાં ધર્મપત્ની હોય એવાં કોઈક બાઈ બારણું ઉઘાડી ઓટલે આવ્યાં અને પેલું બોઘણું ઘરમાં લઈ જઈ થોડી વારે તે પાછું આપી ગઈ.

નોકરડી પાછી બંગલા તરફ ચાલવા માંડી. રસ્તામાં જ મેં તેને પકડી. પછી તેને બાજુએ લઈ જઈ તેની બીક મટાડવા પાવલીની 'દક્ષિણા' તેના હાથમાં મૂકી, મેં તેને મહારાજ વિષે વાતો પૂછી. આખર તો તે નોકર માણસને ? તેણે જવાબ ફોડી નાખ્યો, કે બંગલામાંથી ઘી, દૂધ, સાકર, દહીં, ચાહ, શાકભાજી, દાણોદુણી, મસાલો સર્વ ચીજ હમેશાં અહીં મહારાજને ઘેર આવે છે અને ત્યાં પાંચ માણસો જમે છે એટલું જ નહિ પણ બીજા પાંચ 'તાણી' આપીને જમવા આવે છે!

"હાય, મોટાના ઘરમાં મોટી પોલ" એમ ધારી મેં મનનું ઉભરાનું એ પાછું આપને ન કહેવાનો ઠરાવ કર્યો, પણ મારી પોતાની સમજ: ખાતર મહારાજ આગળ પહોંચી તેને નમસ્કાર કરીને કહ્યું:

"તમારું બોધણું હું જોઈ ગયો છું. આપણી જરા સંભાળ રાખજો. હજી પંદર દિવસ અહીં રોકાવું છે !" તે દિવસથી હું જાણે મોટા દરજ્જાનો તેનો વહેવાઇ હોઉં અને તે મારો કોઈ સાસરાનો સગો હોય એ રીતે ધીમાં ઝબોળીઝબોળીને મને રોટલી આપતો હતો અને મારી દરેક જાતની સંભાળ રાખી તદબીર જાળવતો, એટલું જ નહિ પણ દરરોજ સવારે અને સાંજે મારે માટે ઘરના બીજા માણસોથી જુદી જાતની ખાસ વાનગી તૈયાર કરીને લાવતો.

રસોઈયાની ખટપટ ઘરની શેઠાણીને કાને આણવાનો મને વિચાર થતો, પણ એ મોટા ઓાફીસર પોતાનાં મોટાં ક્ષેત્રમાં ગામની પ્રજાનો ન્યાય તોળતાં લાગ ફાવે તો 'આસ્માનું 'કરતાં ચૂકતા નહોતા. એ વાતની મને ખબર પડતાં મેં વિચાર્યું: "હોય, કુદરતનો કાયદો છે; શેઠ મોટાં ડબલ્લુ મારે, ત્યારેજ મહારાજ બીચારો બોધણાથી સંતોષ પામે. ખુદા એનું બોધણું સલામત રાખે !"

---

# ટીખળી તલકચંદ.

ભાવનગરથી મુબઇ આવતો હતો ત્યાં મારી સાથે તલકચંદ નામનો એક ઉતારુ સીહોરથી ભેગો થયો. આવતાનિ વાર તેણે રંગ દેખાડયો.

" અરે મિસ્ટર, આમ બિલાડાની માફક બારી આગળ સંકોચાઇ કેમ બેઠા છો ? બોટાદ આવતાં ગીરદી થશે માટે પહેલેથીજ આપણે પથારો કરી લઇએ. બેડિંગ છોડો અને સામ સામા બારી-ઉપર બન્ને આપણે લાંબા થઇ પડીયે. "

" એ તો સ્વાર્થવૃત્તિ કહેવાય. ડબામાં કોઈ પણ આવે તેને આપણે જગ્યા કરી આપવી જોઇએ. "

" અરે ભાઈ, તમે તો ભલા માણસજ દેખાઓ છો " તલકચંદે મારી તરફ હસીને કહ્યું. " આમ દુનિયામાં સીધા થશો તો હેરાન હેરાન થઈ જશો, દુનિયામાં મારી માફક વર્તો તો ગમ્મત કરશો. બાકી બહુ ભલા થવામાં માલ નહિ. "

તેનું તત્વજ્ઞાન મને મઝ ઉતરવાથી નહિ પણ માનવ પ્રકૃતિના એક નવા ટાઇપ તરીકે તેનો અભ્યાસ કરવાની મને વૃત્તિ

ઉદ્ભવવાથી મે તેની દરેકે દરેક વાતમાં અનુમતિ આપવાનો મન સાથે ઠરાવ કર્યો. મને એ માણસની પ્રકૃત્તિ ગમી ગઈ હતી. એ લાંબો, પાતળો, કુહાડી જેવા મોંઢા વાળો, ચપળ આંખોવાળો, તરવરીયો, ચાળીશપીસ્તાળીશની ભરતીમાં આવેલો પુરૂષ હતો. મને તેની ખાસીયતમાં એક લક્ષણ બહુજ ધ્યાન ખેંચનારૂં લાગ્યું. તે બહુજ આનંદી, વાતોડીયો અને મરકટના જેવો ટીખળી હતો. ડબ્બામાં અમે બે જણ હોવાથી મારે અને એને મેળ મળી ગયો હતો.

"બોટાદ આવશે ત્યારે શું કરશું? ડબ્બામાં કોઇ ગરી જશે તો?"

"અરે ગરી તો કેમ જાય? કોના ભાર છે? આ તલકચંદ બેઠો હોય ત્યાં!"

"ઠીક, ત્યારે હું તમારી જોડે શરત કરૂં. મુંબઈ સુધી તમે મને આમને આમ આરામમાં લઇ જાઓ તો મારે મુંબઈ જઈ સ્ટેશનમાં ઉતરતાંજ એક શેર પેંડા ખવરાવવા."

"પેંડા બેંડા નથી જોઇતા, પણ તમે મારી કરામત તો જુઓ!"

બોટાદ સ્ટેશને ટ્રેન આવી ઉભી રહી. ટ્રેન પ્લેટફોર્મથી દૂર હતી, તે વખતે મે એક બારીની બહાર ડોકું કહાડી જોયું તો ઉતારૂઓની ગીરદી ત્યાં ભારે હતી. એટલે દરેક ડબ્બામાં દશ દશ ચડે તોએ પાંચ ડઝન વધે એટલા ઉતારૂઓ ત્યાં જમા થયા હતા. બોટાદ સ્ટેશનમાં ટ્રેન ઉભી કે તરતજ તલકચંદે મને મારી બેઠક પર સુઈ જવાની આજ્ઞા કરી. મારા માથા પર લાલ રંગનું ઓઢણી દીધી અને માથા પર એક ધોળું ફાળીયું વીંટી એ બારીમાં ડોકાઈ ઉભા. અને જે કોઇ ઉતારૂ આવે તેને બૂમ મારી કહેતા કે "બાપા બંગીવા છીએ, બાપલા બંગીવા છીએ. બાઈડી માંદી છે. વાગરણ છે આવવું હોય તો આવો બાપ!"

બાજઠ પર સુતા સુતા એ દુષ્ટ, મને બાઈડી બનાવતો હતો, અને વળગણની વાત કરતો હતો, તેથી મને ચીડ તો ચડતી હતી પણ પેલી લાલ રજાઇની નીચેથી બારી તરફ નજર કરી હું જોઈ શકતો હતો કે તેની યુક્તિ આબાદ અસરકારક નીવડી હતી. પેસેન્જરો અમારા ડબા આગળ આવતાં, અને ભંગીઓ નામ સાંભળી ભડકી બે ડગલાં પાછળ હઠતા. ઘણા ઉતારૂઓ તો એ ડબા આગળ આવી તલકચંદની વાત સાંભળી લાલ ગોદડીપર નજર કરી ત્યાંથી પસાર થઈ જતાં અને એક મીયાંભાઇ પોતાની બીબી સાથે ડબા તરફ આવતા હતા એ જોઈ તલકચંદે નીચા વળી મારા કાનમાં ફુંક મારી કે " આ ન અભડાય તેવો માણસ આવે છે. ગોદડી નીચેથી જરા વળગણ થવા દેજો. "

પેલા મીયાંએ ડબા બહાર ઉભા રહી ' ભંગીઆ છે મા બાપ ' ના પ્રત્યુત્તરમાં તુમાખથી જવાબ આપ્યો કે ' હમ બનીયા લોક નહી હૈ. હમને બી ટિકિટ કે પૈસે દીએ હૈં. "

" આવોને ભાઇ સા'બ, " તલકચંદે ફેરવી તોળ્યું. " તમે આવો, તમારા બીબી પણ ભલે આવે, પણ અમારી ઘરવાળીને વળગણ છે, હું મીરાંદાતાર જાઉં છું. જરા અડચણ થાય અને રાત્રે ઉંઘ ન આવે તો મારો વાંક ન કાઢતા. "

તલકચંદનું વાક્ય પુરૂં થયું કે ગોદડી નીચેથી " ઉફ, ઉફ, ઉફ ખાઉંરે " એવી તો મેં ચીસ મારી કે પેલા મીયા બીબી ભડકીને બે ડગલાં પાછળ હઠી ગયા, અને વધુ કંઈપણ પૂછ્યા વગર અમારા ડબામાંથી ખુબ દૂરનો એક ડબો શોધી કાઢી ત્યાં જઈ બેઠા.

ધોળા જંકશન આવ્યું સ્ટેશનપર લટાર મારી તલકચંદ આખી ટ્રેનનો મામલો તપાસી આવ્યા અને મશ્કરીભર્યા અવાજે મને

કાનમાં કહ્યું કે "નીંગાળા સ્ટેશને દોસ્ત તને ચાહ પાઉં. ખુદાબક્ષ અને રજવાડી!"

"ખુદાબક્ષતો સમજ્યા પણ દરબારી ક્યાંથી પાશો?" "તમે નીગાળા સ્ટેશને જોજોને, કે હું કેવી કરામત કરૂં છું?"

"થોડાથી ગાડી ઉપડી નીંગાળા પહોંચી. ત્યાં ડઝનેક માણસો હારતોરા લઇ હાજર થયા હતા. સ્વામીનારાયણના થોડા સાધુઓ પણ હતા. એક મોટા ટેબલ પર મીઠાઈ, ફુટની રકાબીઓ......અને દૂધના પ્યાલા ગોઠવ્યા હતા. તલકચંદ માથે લાલ ફેંટો બાંધી પ્લેટફોર્મ પર આંટા મારતા હતા, અને ટ્રેનમાં એક સલુન હતું. ઘડીકમાં ત્યાં જતા, ઘડીકમાં સ્વામીનારાયણના સાધુ આગળ જતા. એ શું કરે છે તે મારાથી બરાબર સમજાયું નહિ, પણ ત્યાં તો એક માણસ એક મીઠાઇની રકાબી, ફુટની રકાબી અને દૂધનો પ્યાલો મારા હાથમાં મુકી ગયો. અને મેં એ વસ્તુને ઇન્સાફ આપવા માંડયો એવો પેલો બોલ્યો કે "સેક્રેટરી સાહેબ, અમને જરા ધ્યાનમાં રાખજો." આ બધું શું થાય છે તે મને સમજાતું ન હતું. ત્યાં તો તલકચંદ મારા ડબા આગળ આવ્યા. પેલા સ્ટેશન પર આવેલા માણસો પાસેથી દૂધનો પ્યાલો લઇ ઝપાટાબંધ ગટગટાવી ગયા અને બીજા એક બે માણસોને ઇસારત કરી અમારા બન્ને માટે મીઠાઈ અને ફુટ બંધાવી લીધું.

નીંગાળાથી ટ્રેન ઉપડી ત્યારે તલકચંદ દોડતા ડબા આગળ આવ્યા, અને બારણું ઉઘાડી અંદર બેસી ગયા, અને મારા પૂછવાથી ખુલાસો કર્યો કે ડુંગરપુરના ઠાકોર સાહેબનું સલુન બેગું છે, અને અહીં ગઢડા અને નીંગાળામાં રહેતા એ ઠાકોર સાહેબની પ્રજાના માણસો તેમના માટે ચ્હાપાણી અને નાસ્તો લાવ્યા હતા. ઠાકોર સાહેબ આગળ મહાજનના કારભારી તરીકે હું પસાર થઈ ગયો અને મહાજનવાળા એમ સમજ્યા કે ઠાકોર સાહેબનો હું માણસ દીર્ઘ.

રાણી ક્યાં બેઠાં છે, કુંવર સાહેબ ક્યાં બીરાજ્યા છે એ બધી ખબર મેં ધોળાથી મેળવી લીધેલી અને પેલા મહાજનને " કુંવરસાહેબ મારે વ્હા અહીં લાવો, અમૃત કુંવરબા પેલા બાજુના ડબામાં છે " એમ હું ટાપસી પુરતો, હકાર સાહેબના પસાયતા મને મહાજનનો માણસ સમજી બોલતા નહિ. એ બધાને મેં દૂધ અપાવ્યું. છેવટે તને હજુર સેક્રેટરી તરીકે હોકી બેસાડી પેલા માણસને તારી આગળ મોકલ્યો.

તલકચંદની ચાતુરી જોઇ હું ખરેખર છક થયો. વીરમગામ સુધી અમે લાંબી બારી ઉપર પાટીયા જેવા પડી રહીજને મુસાફરી કરી. વીરમગામ ઉતરી બીજી ટ્રેન પકડતાં તલકચંદે વિચાર કર્યો કે ડબામાં હવે કોઇને આવવા દઇએ તો ઠીક. જરા ગમ્મત પડશે. "

એક મારવાડી જોડું અમારી સાથે થઈ ગયું. પહેલવહેલાજ એ બાઈ ગુજરાતમાં આવતા હતા એ વાત તલકચંદ કળી ગયો હતો. વચમાં જે કોઈ સ્ટેશન આવે ત્યાં પેલા મારવાડી શેઠ ' શેઠજી આ કોનસા સ્ટેશન ' તેમ પૂછ પૂછ કરતા. બે ચાર સ્ટેશન સુધી તો તલકચંદે જવાબ બરોબર આપ્યો. પણ પછી દરેક સ્ટેશને પેલાની પડપૂછ ચાલુ રહેતાં તેણે જુદીજ રીતે જવાબ આપવા માંડ્યા. એક સ્ટેશન આવ્યું. પેલાએ પૂછતાં તલકચંદે ફક્ક દેતાં કે મોઢું બહાર કાઢ્યું અને પેલાને કહ્યું કે " દેખો, મારવાડી શેઠ ! યે સ્ટેશન કા નામ ઓવરીવ ! "

ઓવરીવ શબ્દ સાંભળી હું તલકચંદને કંઇક પુછવાને પૂછવા જતો હતો ત્યાં તલકચંદેજ મારો હાથ દાબી મને મૂંગા રહેવા અને બીજું સ્ટેશન આવતાં પેલાએ તેની રીત પ્રમાણે " કે નસા ટેશન આયું " એમ પૂછતાં તલકચંદે તુરતજ જવાબ આપ્યો કે " યે જ્યા અગલા સ્ટેશન કે ઉલ્ટા નામ સમજ્યા "

ત્યાંથી આગળ ચાલતાં એક સ્ટેશનનું નામ તલકચંદે આંતા નિગહ પીલ્સ કરીને કહ્યું. ત્યારે મારવાડમાં કદાચ તે ગાળીઓની જાહેર ખબર થઈ હોય તેથી કે ગમે તે કારણથી પેલો મારવાડી ગેતી ગયો અને બોલ્યો કે "શેઠ, તુમ હમકુ બના રહા હે."

"અરે તમને મારવાડીઓને કોણ બનાવી શકે, ?" પણ એ પીલ્સનું સ્ટેશન ગયા પછી પેલાએ તલકચંદ સાથેનો વાર્તાલાપ તદ્દન બંધ કર્યો.

અમદાવાદ સ્ટેશને પેલા ધણી ધણિઆણીએ સારી રીતે મીઠાઈ ખરીદીને ખાધી, ફ્રુટ પણ મંગાવ્યું. મોસંબી ને સંતરાં પણ ખુબ ખુબ ચડાવ્યાં, ડઝન બે ડઝન સાથે લઈ લીધાં. પાનની પડીઓ ખાધી પણ અમારા બન્ને તરફ જરા સરખો વિનય બતાવ્યો નહિ. ટ્રેન ઉપડતાં તલકચંદે મારા કાનમાં કંઇ વાત કરી. મેં અનુમતિ આપી એટલે તલકચંદે જ્યાં બેઠો હતો ત્યાંથી જાણે વાઈ આવતી હોય તેમ ડોકી હલાવવા લાગ્યો અને પોતાના બેઉ ટાંટીયા જોરથી પેલા મારવાડી ગૃહસ્થ જ્યાં બેઠા હતા ત્યાં પછાડયા. એટલા તો જોરથી કે તેમની ટ્રંકમાં જે કાચનાં વાસણ હતાં તે ખખડવા લાગ્યાં. તલકચંદની એ દશા જોઈ પેલા ગૃહસ્થ ભડક્યા, અને મને પૂછ્યું "તમારા જોડીદારકુ કયા હુવા ?"

"અરે ઉસકુ વાઇ આતા હૈ"

"અરે પણ ઉસકા કુછ ઇલાજ ભાઇ ?"

"તુમારી પાસ કાંદા હૈ? કાંદા હોય તો નીકાલો !"

"અરે કાંદા તો નહિ હે ભાઇ !"

"તો દેખો, દોતીન ગંત્રા ઉસકુ ખીલાવે તો વાઈ જરા નરમ પડ જાયગી. વાઈકા દરદીકુ ખાના ખીલાના ચાહીએ."

અમારો આ વાર્તાલાપ ચાલતો હતો ત્યાં તલકચંદે ફરીથી કે કે ઉ ઉ ઉ ઉ કરી ફરી સામેની બારી પર પગ પછાડવાની તૈયારી કરી.

ત્યાં પેલા મારવાડી શેઠે બેત્રણ સંત્રાં ગીદાઇ અને ફરસાણની ટોપલી મારી આગળ ધરી અને કહ્યું કે "ઉસકુ ખીલાઓ ભાઈ, ઓર જરા ઠંડી કરો."

હું તલકચંદ આગળ બરફીનું એક ચોસલું અને સંત્રુ લઇ ઉભો રહ્યો અને બોલ્યો કે "ભાઈ તલક, આ જરા ખા, જીવ હેઠો બેસે. લે બાપુ આ સંત્રુ લે."

"હા ! લાવ બહુ જીવ મુંથાય છે. તું બી ખા, અને મને પણ આપતો જા." એમ બોલતો તલકચંદ એ ત્રણ પેંડા બરફીના બે ચોસલાં, અને બે સંત્રાને ઈન્સાફ આપી, બાંકડાપર લાંબો થઈ સુઈ ગયો. મેં પેલા મારવાડી જોડાને ચેતવણી આપી કે "બીલકુલ અવાજ ન કરતા છીંક પણ ન કરતા. જરાપણ અવાજ થશે તો આની વાઈ ઉભરી નીકળશે."

હું પણ મારી સીટ પર સુઈ ગયો અને કોઈ બીજું ઉતારૂ આવે, અવાજ કરે અને તલકચંદને વાઈ ચઢે એ બીકથી બાપડો મારવાડી શેઠ સવારે દાદર આવ્યું ત્યાં સુધી દરેક સ્ટેશને બારી આગળ જઈ, ઉભો રહેતો અને તેનું બાપુડું શેઠ પુતળાની માફક ખુણામાં બેસી રહ્યું હતું.



# હેરકટીંગ સલુન



મુંબઈમાં પહેલવહેલાજ આવેલા હોવાથી મારા વાલજી કાકા મુંબઇની હેરકટીંગ સલુનનો બહારનો ભભકાબંધ દેખાવ જોઇ છક થઈ ગયા, અને એ કાચનાં બારીબારણાંવાળું મકાન ખરેખર વાળંદનુંજ મકાન હશે કે કેમ તેની વમાસણમાં પડી ગયા; અને મારા કાનપર પડી કહ્યું "ફકીર, તું ભૂલ તો નથી કરતોને ?" "ના કાકા, બેધડક અંદર ચાલો" એમ બોલી કાકાને પાંખડામાંથી પકડી હું સલુનની અંદર લઈ ગયો, અને ત્યાં અડધો ડઝન ખુરશીઓ પર અડધો ડઝન વ્યક્તિઓ હજામત કરાવતી બેઠેલી હોઈ, હું અને કાકા દુકાનની એક બાજુ ગોઠવેલા કોચપર ગોઠવાયા.

સલુનનો માલિક જે એક પંજાબી હજામ હતો તે તો મારો ઓળખીતો નીકળ્યો. તેણે મારી પાસે આવી સલામ કરી કહ્યું કે, "ફકીર સાહેબ, કંઈ બહુ દિવસે દેખાયા ?"

"હા, આજે દેશમાંથી મારા મહેમાન આવ્યા છે. એમની દાઢી બોડાવાની છે એટલે આપને તકલીફ આપવાનો વિચાર કર્યો."

"અરે, દુકાન તમારીજ સમજો" એમ વિવેક કરી માલેક દુકાનના નાકાપર એમનું એક ઘરાક બગલાની માફક ઉંચી ડોકી રાખી બેસી રહ્યું હતું તેની અવશેષ દાઢી છોલી નાંખવા ચાલી ગયો.

પેલા પોતાના ઘરાકની દાઢી છોલી પરવાર્યા પછી, તેના માથા પર લાઈમજ્યુસ નાખી તેનું માથું મસળતાં, સલુનના માલેક હૈદરશાહે મારા તરફ ફરીને કહ્યું "ફકીરભાઈ, તમારા મ્હેમાનને તૈયાર થવાનું કહો. આ જગા ખાલી થઇ છે."

કાકાને મેં તૈયાર થવાનું કહ્યું. વાલજી કાકા ઉઠ્યા. પોતાનું મસમોટું પતકાળા જેવડું પાઘડું મારા ખોળામાં મુક્યું. પછી કેડીયું કાઢ્યું; અને કાકા શું કરે છે એ જોઉં તે પહેલાં તો દેશમાં વાળંદ આગળ વનું કરાવતાં જે રીતે તૈયારી કરે તેમ, બદનપરની બંડી સુદ્ધાં કહાડી નાંખી, ધોતીઆની જગાએ પંચીઆ તરીકે બેસ પહેરી લઈ, કાકા દેશમાં પોતાની ઓસરીમાં ઉભા હોય એવા અર્ધા નગ્ન થઈ ગયા.

"કાકા મુંબઇમાં આમ ન ચાલે!" કાકાના દિદાર જોઇ ચમકીને મેં બૂમ મારી અને મારી બૂમથી સલુનમાંના બીજાઓનું કાકાપર ધ્યાન પડતાં એ પણ સઘળા ખડખડાટ હસી પડ્યા.

મેં કાકાને સમજાવી પોતીયું, અને બંડી એમને પાછાં પહેરાવ્યાં અને એ વૃદ્ધ પુરા વધુ અકળાય નહિ માટે હું પોતે એમને હજામત કરાવવાની ખુરશી પર બેસાડી આવ્યો. એમની ગરદન પાછળ મુકાવી; અને એ વિચિત્ર ઘરાકને જોઈ આખો વખત મુખમાં હસ્યા કરતા માલેકે એમની દાઢી બોડવાનું કામ શરૂ કર્યું.

વાલજી કાકાની બોડાઈ ગઈ, સુગંધી પાવડરથી હજામે એમના મુખકમળનું પ્રાક્ષાલન કર્યું. એમનાં ધારી અને સ્ટોકીરણાં માથામાં લાઈમજ્યુસ નાંખી માથું મસળી મહેરબાની દાખલ સેન્ટની પણ રેલો આપી, અને મારા ઉલટાવેલી દાઢીથી કનૈયા કુંવર જેવા લાગતા વાલજી કાકા ખુરશીમાંથી હેઠા ઉતર્યા.

"ન્હાવું કયાં ?" વાલજી કાકાએ પુછ્યું.

"અહીં મુંબઇમાં તો ઘેર જઈનેજ ન્હાવાનું" મેં કહ્યું.

દેશમાં વાળંદ પાસે વતુ કરી તુરતજ નદીએ સ્નાન કરવા જતા વાલજી કાકાને એ વાત પહેલાં યાદ આવી.

મારા આગ્રહથી કાકાએ પાછાં પોતાનાં વસ્ત્રો તો પહેર્યાં, પણ હજામત કરાવ્યા પછી સ્નાન નહોતું થયું તેથી એમનો જીવ જરા કચવાતો હતો. ત્યાં ઇશ્વરેજ એમની દાદ સાંભળી અને જેમને એ શોધતા હતા એ વનમાળીભાઈજ સલુનમાં ચાલ્યા આવ્યા. વનમાળીદાસ અડધા કલાક પહેલાંજ દાઢી બોડાવી ગએલા, પોતે દશ રૂપિઆની નોટ કહાડેલી પણ દુકાનદાર પાસે છૂટા નહિ હોવાથી એ છૂટું લેવા બહાર ગએલા, તે આવી પહોંચ્યા હતા. વાલજી કાકાને જોઈ એ અજબ અને ખૂશ થયા, અને એમને સ્નાન કરવાની ઇચ્છા હોવાથી રહામેજ પોતાનું મકાન હતું ત્યાં લઈ ગયા, અને કાકા પાછા આવે ત્યાં સુધી બેસવાની મને વિનંતી કરતા ગયા.

વાલજી કાકા અને વનમાલી ગયા અને ત્યાં સલુનમાં હજામત કરાવતાં અને હજામત કરતાં માનવ પ્રાણીઓને હું નિહાળી રહ્યો.

માણસોની હડપચી પર વાળ ઉગે. વીસમી સદીના આ સુધરેલા જમાનામાં જ્યાં સાફ સફાચટ છોલેલા મ્હેરા ફેશન ગણાતી હોય, જ્યાં મ્હોં પર ઝાંખરાં ઉગે તે ઠીક ન લાગે એમ મનાતું હોય, ત્યાં પોતાના માનવ બંધુઓના મ્હોં પરના એ વાળ દૂર કરવાનું બીડું ઝડપનાર, તેને છોલી છાલી સાફ કરી તેની મુખાકૃતિને સુંદર અને આકર્ષક બનાવનાર વ્યક્તિને તો સમાજે એક કળાકાર તરીકે માન આપવું જોઈએ; મગર અફસોસ ! સમાજ અને તેમાં પણ ખાસ કરીને હિંદુસમાજ કેવી મુર્ખી અને બેકદર છે કે, વાળ છોલવાનું એવું ઉપયોગી અને સુંદર કામ કરનાર પોતાના માનવબંધુને હજામ, નાવી કે વાળંદ ઉપનામ આપી દીધા દરજ્જાનું મનુષ્ય

સમજે છે. અને સદીઓ ઉપર એક વખત કોઈ બિચારાએ પોતાના જોડીદારની દાઢી ભલાઈ કરવા ખાતર છોલી આપી હશે. તેના વંશ વારસોએ બસ હંમેશાં એજ કામ કરવું એ તેનાપર સમાજની ફરજ નાખી દીધી. આ કેટલી હદ સુધીનો જૂલમ ?

સામ્યવાદની દષ્ટિએ ઉદ્ભવેલા ઉપલા ફિલસુફી ભર્યા વિચારોને અળગા કરી મેં દુકાનની વસ્તુસ્થિતિનું બારીક અવલોકન કરવા માંડયું, તો એ જોઈ મને આનંદ અને સંતોષ થયો કે, મુંબઈની હેરકટીંગ સલુનનો હજામ હું ધારતું એવો પોતાને કારીગરજ સમજતો હતો. આપણા દેશના વાળંદો જેવો એ રાંક કે દબાયલો માનવ ન હતો, પણ પોતાના અસ્ત્રાની શક્તિ પિછાનનાર એક પ્રકારનો શસ્ત્રવૈદ હતો.

મેં એ પણ જોયું કે, સલુનના હજામો હજામત કરાવવા દુકાનમાં દાખલ થતી દરેક વ્યક્તિની સકલ જોઇ તુરતજ તેની ચિકિત્સા કરી નાંખતા.

દાખલ થનાર ગૃહસ્થ જેવો લાગે તો " આવો શેઠ, જરાક બેસો " એવાં વાકયોથી એનો સત્કાર થતો, અને ચાર પાંચ હજામો, જો તે વારંવાર આવનાર હોય અને સારી ટીપ આપનાર હોય તો, હસી હસીને તેની પાસે જઇ તેની ખબર અંતર પુછી આવતા.

આવનાર ઘરાક જેનાં લાકડૂંબ જેવા લાગતો હોય, તો તેની હજામત ન થાય એમ ન બનતું, પણ તેનો કોઇ ખાસ સત્કાર કરતું નહિ. કોઈ ખુરશી ખાલી હોય તો એનુ માણસ તે પર ચઢી બેસે અને એ ખુરશી સંભાળનાર હજામ છોલવા ખાતર તેને ઝપાટામાં છોલી નાંખે.

મુંબઈના સલુનોમાં ત્રણ ચાર જાતના હજામો આવે છે. કેટલાંક ફેશનેબલ સલુનોમાં પંજાબ અને બંગાળના મુસ્લીમ હજામો હોય છે. કેટલાક પુના—અમદાવાદના દક્ષિણી હિંદુ હજામો હોય છે. સુરત

અને અમદાવાદ બાજુના ભગલા અને નાથીયા હજામો કોણ જાણે કેમ પણ પારસી મહોલ્લાઓમાં વધુ નજરે પડે છે, જ્યારે મુંબઈના ગુજરાતી હિંદુ લત્તાના પુરુષ રહેવાસીઓની હડપચી છોલવાનું કામ મોટે ભાગે દક્ષિણી નાવીઓ કરે છે. મારવાડી લત્તામાં થોડા ભૈયા અને મુસ્લીમ લત્તામાં થોડાક કચ્છી વાળંદો મળી આવે છે.

જે સલુનમાં હું બેઠો હતો તેમાં માલેક પંજાબી હતો. ચાર હજામ દક્ષિણી હતા, અને એક ગુજરાતનો–સુરત બાજુનો હતો.

કોઈ નવો ઘરાક દુકાનમાં દાખલ થાય અને ખુરશીપર બેસે ત્યારે, વનસ્પતિ શાસ્ત્રપારંગત સાયન્ટીસ્ટો કોઇ નવા છોડ કે ઝાડનો નમુનો જોઇ એ પર જે રીતે રસથી વાતો કરવા માંડે, તેવીજ રીતે આવેલાં એ માથાંની નાવીઓ અંદર અંદર ચર્ચા કરવા લાગતા અને તે પણ એવી કુનેહથી અને સીફતથી કે પેલો ઘરાક સમજી ન શકે.

ઘરાક હજામત કરાવવા ખુરશીપર બેસે ત્યારથીજ સલુનનો ચકોર હજામ એ કયા પ્રકારનું માનવ પ્રાણી છે એ તુરત સમજી જાય. ઘરાક સારી સ્થિતિનો, સુઘડ રીતભાતનો અને ઇજ્જતીઆ સ્વભાવનો છે એમ નાવીને લાગે તો, તેને માનથી પોતે ટેબલ આગળથી ખુરશી જરા પાછળ ખેંચી બેસાડે, પછી કબાટમાંથી ધોબીને ત્યાંથી તુરતનો ધોવાઇને આવેલો બગલાની પાંખ જેવો ધોળો અને કડકતો ટુવાલ તેને માટે કહાડે, એ ટુવાલ કોમળ હાથથી ઘરાકને ગળે બાંધે. પછી નીચા નમી એકલી દાઢી કરાવવી છે કે બાલ પણ કપાવવા છે, એ માનથી પુછે. સાબુની પીંછી મ્હોંપર હળવે હાથે ફેરવે, અસ્ત્રો પણ ઘરાક ને ઉંઘ આવી જાય એવા નરમ હાથે ફેરવી, પાંચેક મિનિટમાં કામ ખતમ કરી નાખે. ઘરાકના માથાં પર સુગંધી તેલ, લવંડર કે લાઇમજ્યુસ નાખી માથું હળવું થઇ જાય અને મગજની ગરમી ઉડી જાય એ રીતે તેને કપાળે, મ્હોંપર થાબડ કર કરે, અને મ્હોંપર, માથાપર કે ગરદન પર સાબુના છાંટા પડયા

હોય તે સંભાળથી લુછી નાખી, ઘરાકના ડગલા અને ટોપીને બ્રશ મારવાનું કામ સલુનના ન્હાના બોયને સોંપી, ઘરાક હજામતના દર ઉપરાંત જે ટીપ આપે તે માનથી સલામ કરી લઈ, દરવાજા સુધી ઘરાકને વળાવી જાય અને ફરી પધારવાનું તેને આમંત્રણ કરે.

ઘરાક મુફલીસ કે ભોટ જેવું દેખાતું હોય, તો ખુરશી ખાલી થતાં, રોટલી નાંખતી વખતે આપણે જેમ કુતરાંને હાથની ઈસારતથી બોલાવીએ તેમ ઘરાકને એ ખુરશી બતાવે. ઘરાક ખુરશીપર બિરાજે એટલે તે ભીંતપર જાણે ચૂનો ચોપડતો હોય તેમ, બેદરકાર અદાથી તેમના ડાચાંપર સાબુની પીંછી ફેરવે છે, અને તેમ કરતાં ઘરાકનાં નાક, કાન અને મ્હોંમાં સાબુનાં ફીણ ઘુસી જાય તો તેની તેને પરવાહ નહિ.

સાબુ લગાવેલું ઘરાકનું ટોકું સાંઢીયાની માફક ઉચું ગોઠવી, હજામ અસ્ત્રો ઘસવા દુકાનને બીજે છેડે જાય, અને ત્યાં આસરી પાંચ મીનીટ લે. પેલો ઘરાક બિચારો સાબુના લેપડા નીચે ગુંગળાતો બેસી રહે. 'પ્રોટેસ્ટ' ઉઠાવવા જાય તો, મ્હોંમાં સાબુ ઘુસી જાય, ઘરાકની અડધી દાઢી બોડી હજામ બીડી પીવા કે ચાહ પીવા બહાર ઓટલા પર ચાલ્યો જાય. હજામત કરાવનારો બિચારો બગલાની માફક ઉંચો ડોક રાખી બેસી રહે. એવા ઘરાકને હજામે ટૂવાલ પણ બેચાર ઘરાકોએ વાપરેલો એંઠો જ આપ્યો હોય. દાઢી બોડાઈ રહ્યા પછી ઘરાકનું માથું હજામ દાબે તો ખરો, પણ જાણે તબલા વગાડતો હોય તેમ માથામાં ખૂબ તેલ નાંખી પટાક પટાક અવાજ થાય એ રીતે બે હાથોથી તેનું માથું ઝાડે અને છેલ્લે એક હાથ માથાની પાછળ રાખી અને બીજે હાથ તેની હડપચી દાબી ઘરાકના બદનમાંથી તેનું હાડપીંજર આખું ડોકા સાથે બહાર નીકળી આવે એ રીતે, તેની ડોકી જમણી અને ડાબી બાજુ ફેરવે.

મેં એ પણ જોયું કે, હજામત કરાવનાર ખાનદાર પણ જાત જાતની ખાસિયતના માટે છે. કોઈ નીચા નમીને નાખુશ થતા

માથાં અને દાઢીનો હવાલો સીધો હજામને સોંપી દે, અને નવા આવ્યા હોય તો પેલો કાળજીથી પોતાનું કામ કરે માટે, સારી હજામત થશે તો ટીપ પણ સારી મળશે એ વાતનો નિર્દેશ કરે.

કેટલાક ઘરાકો પોતાનાં માથાં અને ચહેરામાં ખૂબ રસ લે છે. હજામને વચમાં વચમાં તેનું કામ ચાલતું હોય ત્યારે, અનેક પ્રકારની સુચના આપે અને વાળ કપાઈ ગયા પછી અને દાઢી બોડાઈ રહ્યા પછી, “ આ અહિં વાળ રહી ગયા ” “ અહિં જરા બેઠા કાપ ” એમ કહી હજામ પાસે પુરેપુરી મહેનત કરાવે.

હિંદુ ઘરાકો હજામે છોલી આપેલાં ગમે તેવાં ડાચાં કે કાતરી આપેલા ગમે તેવા માથાથી સંતોષ પામે, અને હજામ સારો અને ભલો હોય અને લોભી હોય અને ઘરાકના માથાના પાછલા ભાગમાં બાલ કાપવાના સંચાથી કયાંસુધી કારીગરી અને હુન્નર કર્યો છે તે તેને દેખાડવા તેના માથાની પાછળ આળસી ધરે તો, “અરે ચાલશે ચાલશે, બરાબર છે ” એમ બોલી ઉભાં થઈ જાય; જ્યારે મીયાંભાઈ બાળ કપાવવા કે દાઢી બોડાવવા આવ્યા હોય, ત્યારે હજામ પાસેથી પુરેપુરી સેવા લે. પોતાના ચ્હેરા અને માથાના વાળ માટેની મીયાં-ભાઈઓની કાળજીને લીધે મને વ્હેમ છે કે, મુસ્લીમ હજામો એમના ભાઈબંધ હિંદુ હજામોની સરખામણીમાં દાઢી બોડવાની અને બાલ કાપવાની કળામાં ચઢી જાય છે.

વાંકડી મૂંછ રાખનાર કોઈ ઘરાક પહેલાં પોતાની મૂછનો આકાર બરોબર રાખવા હજામને કહે અને પછીજ દાઢી બોડવાની ફરમાશ કરે, સંભાળીને કાનરજે. ફ્રેંચ બીઅર્ડ રાખનાર ઘરાક તો કુશળ હજામ શોધી, તેને પોતાની દાઢીની યોગ્ય સમજણ પાડી પછીજ ખુરશીપર હજામત કરાવવા બેસે. કોઈ અનઘડ હજામ આગળ કોઈ ફ્રેંચ બીઅર્ડવાળું ડાચું આવ્યું હોય, તો અજ્ઞાનરૂપુ પ્રમાણે એ‌ઓ ફેરવી પેલી ફ્રેંચ ફેશનની દાઢીનો આકાર હાંડી જેવો કરી નાંખે.

પોતાની દાઢી બોડાતી હોય ત્યારે ઘસઘસાટ ઉંઘી જનારાં ઘરાકો પણ આવે છે, તેમ મ્હોંપર વીજળીની ઝડપે સજ્જો ફરતો હોય ત્યારે, બકરાની માફક મુંડી હલાવ હલાવ કરનાર બોઘા જેવા ઘરાકો પણ આવે છે.

એક ઘરાક તો એવું આવ્યું કે, પહેલાં તેણે દાઢી બોડાવી, પોતાની બગલ લેવરાવી, અને ફરી પાછો દાઢીપર અસ્રો ફેરવવા વાળંદને ફરમાસ કરી.

આઠ આઠ અને દશ દશ દહાડાની દાઢી વધારી સલુનમાં આવતાં ઘરાકો પ્રત્યે સલુનોના હજામોને તિરસ્કાર હોય છે. એવી ખડગચડી બરૂ જેવી દાઢીઓને બોડવા સલુનવાળા અસ્રા પણ જુદાજ રાખે છે. સારા પાણીવાળા અસ્રાની ધાર એવાં ઘરાકોની દાઢી છોલતાં ઘસાઈ જાય છે, માટે એવાઓ માટે મોટા અને જૂદા અસ્રાજ રાખવામાં આવ્યા હોય છે. બીજા બારીક દાઢીવાળાં ઘરાકોને ઈન્સાફ આપી, એવાં વધેલી હજામતવાળાં ઘરાકને ખુરશીપર બિરાજવાનું કહેવામાં આવે છે, અને પછી જાણે પાડા મુંડતા હોય એ ઢબે, ફુરસદથી એવા પ્રમાદી ઘરાકનું દાઢું હજામ ધીમે ધીમે અને આરને આમ્ને છોલ્યા કરે છે.

હું એ દુકાનમાં વધુ નિરક્ષણ કરત, પણ ત્યાં તો વાલજી દાદા અને વનમાળી આવી પહોંચતાં હું સલુનમાંથી ઉઠી એ લોકની સાથે વડમાદી ગયો.